# પ્રકાશકીય

સાધુ અને શ્રાવકના જીવનમાં નવકાર જાપ-ધ્યાન સ્મરણ, ચોવીસ તીર્થંકરદેવોની સ્તુતિ, ચૈત્યવંદન, ને પ્રતિક્રમણની ક્રિયા તેમજ કાયોત્સર્ગ વગેરે રોજનાં કર્તવ્ય છે એના સૂત્રોનું સ્મરણ અને ઉચ્ચારણ અર્થના ચિંતન સાથે કરવા છતા આપણુ ભારે ચંચળ મન ગદ્ગદ્, ભાવભીનુ તેમજ સ્થિર થતુ નથી. મનને સ્થિર અને ભાવભીનુ બનાવવા માટે એક પ્રબળ સાધન ચિત્ર છે સૂત્રોના પદ અને ગાથાઓના પદાર્થચિત્ર મનની સામે આવતાની સાથે મન એને જોવામા પૂરેપૂરુ તલ્લીન બની જવાથી સ્થિર થઈ જાય છે, અને આબેહૂબ ચિત્ર સામે આવવાથી મન ભાવભીનું પણ બની જાય છે

આજના ચિત્રમય જગતમા ચિત્રો ઉપરથી ભાવ પેદા કરવાનુ કાર્ય બહુ પ્રચલિત છે સો શબ્દ જે કામ નથી કરતા, એ એક ચિત્ર કામ કરે છે સ્કૂલોના પાઠય પુસ્તકોમાં ચિત્રોથી બાળકોમા ઝટ ભાવ પેદા કરવામા આવે છે વ્યાપારી લોકો પોતાના માલ પ્રત્યે ગ્રાહકને આકર્ષિત કરવા માટે સચિત્ર જાહેરાતો આપે છે એ જાહેરાતના ચિત્રોથી લોકોના મન પર ઊંડી અસર પડે છે અહિંસા, દારૂબંધી વગેરેનો પ્રચાર કરવો હોય તો લોકોને ચિત્રો દ્વારા પ્રભાવિત કરવામા આવે છે, અને એથી પ્રચારકાર્ય સારુ થાય છે એકલી વાર્તા સાંભળવાથી જે ભાવ પ્રગટ થતો નથી તે ભાવ એ વાર્તાનો સિનેમા-ચિત્રપટ જોવાથી પ્રગટ થતો દેખાય છે ચિત્રપટની માત્ર વાર્તા સાંભળવાથી એની જે લાંબો કાળ અસર રહેતી નથી, એવી ઊંડી અસર એનુ ચિત્રપટ-સિનેમા જોયા બાદ લાંબા ટાઈમ સુધી રહી શકે છે એ અનુભવ સિદ્ધ છે કહેવાનુ તાત્પર્ય એ જ છે કે ચિત્ર એ ભાવ જગાડવાનો એક અદ્ભુત ઉપાય છે

ચૈત્યવંદન-પ્રતિક્રમણાદિની સાધનામાં પણ એજ સિદ્ધાંત કામ ન કરે ? ચૈત્યવંદનાદિમાય સૂત્રાર્થનો વિસ્તાર શબ્દોથી ગમે તેટલો બનાવો પરંતુ એની અપેક્ષાએ "સો શબ્દ બરાબર એક ચિત્ર" એ હિસાબે સૂત્રમાં ભરેલા અર્થનુ ચિત્ર જો સામે આવી જાય તો તે ભાવ પેદા કરવામાં ઘણુ જ અદ્ભુત કામ કરશે આજ જ્યારે ભૌતિક તેમજ વૈષયિક ચિત્રો દ્વારા લોકોના ભાવ ભૌતિક વલણવાળા અને વિષય વિલાસી બનાવવામા આવે છે, તો પછી લોકોમાં આધ્યાત્મિક ચિત્રો દ્વારા જોરદાર આધ્યાત્મિક ભાવો જગાવવા એ આવશ્યક નથી ? જો એમ નહિ કરવામાં આવે તો ભૌતિકતા તેમજ વિષય-વિલાસના પોષક ચિત્રો દ્વારા પ્રભાવિત કરવામા આવેલા અને ઠાંસી ઠાંસીને ભૌતિકતાથી ભરેલા લોકોના દિલમા ધાર્મિક તેમજ આધ્યાત્મિક ભાવનુ સામ્રાજ્ય સ્થાપવુ મુશ્કેલ છે એજ રીતે ધાર્મિક ક્રિયા અને સૂત્રના અર્થમાત્રથી હૃદયના તાર ઝણઝણાવી મૂકે એવુ દિલચસ્પી સંવેદન થવું પણ મુશ્કેલ છે

માટે જ આજના યુગમા એકલાં સૂત્રોના જ ચિત્રો નહિ, પણ આપણી ધર્મકથાઓના સુરેખ ચિત્રોનું નિર્માણ ઘણુ જ આવશ્યક બની ગયું છે જિનમંદિર અને ઉપાશ્રય ગમે તેટલાં ભવ્ય હોય પરંતુ આવા ચિત્રોથી અલંકૃત કર્યા વગર સિનેચિત્રો દ્વારા ભૌતિકભાવથી ભરેલા લોકોને એ આધ્યાત્મિક ભાવથી કેમ ભરી શકાશે ? નાનું પણ દેરાસર જો ચિત્રોથી અલંકૃત હોય તો મનને આનંદપૂર્ણ અને ભાવોલ્લાસથી ભરપૂર બનાવી દેતુ દેખાય છે દેવદ્રવ્યના નાણાનો સંગ્રહ કરી રાખવા કરતાં એ દેરાસરોને એવા સોનેરી એમ્બોસ્ડ અને કાચ કામની કારીગરીવાળા શ્રી તીર્થંકર ભગવંતોના જીવનના ભવ્યચિત્રોથી સુશોભિત ઈન્દ્રભવન જેવા બનાવવામાં એનો ઉપયોગ કેમ ન કરવો ? એથી જૈન સંસ્કૃતિ અને જૈન ઈતિહાસનું પણ સંરક્ષણ થશે.

બીજો પણ એક મહાન લાભ છે કે આજકાલ જૈનબાળકોને તેવું ધાર્મિક શિક્ષણ મળતુ નથી એથી એ બાળકો મોટા થવા છતાં પણ જૈન સસ્કૃતિ અને જૈન પ્રાચીન મહાપુરુષોના જ્ઞાન-પરિચયથી બિલકુલ વંચિત રહે છે એની સામે જો આવા ધાર્મિક ચિત્રો મૂકવામા આવે, તો એ એને રસ પૂર્વક દેખશે, બોધ પામશે અને આધ્યાત્મિક ભાવનો અનુભવ કરશે આને માટે માત્ર દેરાસર-ઉપાશ્રયમાં જ ચિત્રોથી નહિ ચાલે એને માટે કથાચિત્રોના આલ્બમ પણ જોઈશે ભાવોત્પાદક શ્રદ્ધાકારી આલ્બમ ઘણા ઉપયોગી પ્રેરક નિવડશે

આ ચિત્રાવલિ-પુસ્તક ચૈત્યવદનાદિ સૂત્રોના પદાર્થને આબેહૂબ સ્પષ્ટ કરે છે પ્રત્યેક ચિત્રને લક્ષમા લાવવાથી સૂત્રનો ભાવ મનની સામે પ્રત્યક્ષ ખડો થાય છે દા ત 'નમો અરિહ તાણ' પદ બોલતા કે યાદ કરતા એનો ભાવ જાગ્રત કરતી આકૃતિના રૂપમા સામે અનંતાનત અરિહતભગવાન સમવસરણમાં બિરાજમાન અને અષ્ટ મહાપ્રાતિહાર્યથી યુકત દેખાય એમ 'નમો સિદ્ધાણ' પદ બોલતી વખતે સામે શુદ્ધ, બુદ્ધ, નિર્વિકાર અનત સિદ્ધભગવતો દેખાય ઈત્યાદિ ત્યા મન તન્મય અને ભાવોલ્લાસભર્યું કેમ ન બને ? માત્ર ક્રિયાઓજ નહિ, પરતુ અસદ્‌વિચારોને રોકવા માટે તેમજ ધ્યાન કરવા માટે પણ આ ચિત્રો અત્યત ઉપયોગી છે

પૂજ્ય પ્રભાવક પ્રવચનકાર તપોનિધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજે પોતાની ક્રિયાઓને ભાવપૂર્ણ બનાવવા માટે વિચારતા વિચારતા આ ચિત્રોની કલ્પના કરી છે તેમજ આર્ટિસ્ટ ઉદ્ધવરાવ, કૈલાસ શર્મા, અને શ્યામસુદર શર્મા પાસે એ કલ્પનાને આવકાર અપાવ્યો છે ચિત્રોના બ્લોક બનાવરાવવામા શ્રી પારસમલજી કટારિયાએ તેમજ હિસાબી કામમા શ્રી ઉદયચદજી મહેતાએ તથા શ્રી બાબુભાઈ એમ શેઠે સારી સેવા આપેલી ચિત્રોના ચાર કલરના બ્લોક કલકત્તાના પુષ્પા-પરફ્યુમરીવાળા શ્રી જયસુખભાઈએ ઘણા પરિશ્રમપૂર્વક મુદ્રિત કર્યા છે

આ પુસ્તકની ૧લી આવૃત્તિ ટૂક સમયમાં ખપી જવાથી, નવી માગણીઓ વધવાથી આ ૨જી આવૃત્તિ છપાવવામા આવી ચિત્રોનુ મુદ્રણ એ જ પૂર્વમુદ્રક કલકત્તાવાળા શ્રી જયસુખભાઈએ કરેલ છે પ્રૂફ સશોધનાદિ પૂ મુનિરાજ શ્રી જયઘોષવિજયજી ગણી તથા પૂ મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજે સભાળ્યુ છે પ્રથમ આવૃત્તિની જેમ આ દ્વિતીય આવૃત્તિ પણ ગુજરાતી—હિન્દી બન્ને ભાષામા મુદ્રિત કરવામા આવી છે

આ પ્રયત્ન નવો જ હોવાથી સભવ છે કે આમા ક્ષતિઓ રહી ગઈ હોય, સુજ્ઞજનો અમને એ ક્ષતિઓ અમારા ધ્યાન ઉપર લાવવા મહેરબાની કરે.

વિ સ. ૨૦૩૩
પોષ સુદ-૫
તા ૨૫-૧૨-૭૬

નિવેદક
દિવ્યદર્શન કાર્યાલય વતી
ભરતકુમાર ચતુરદાસ શાહ

# પ્રાસ્તાવિક

માનવજીવન જ ધર્મ આરાધના દ્વારા જન્મ-મૃત્યુ અને કર્મની મહા વિટબણાઓનો અત લાવવામા સમર્થ છે આવો જન્મ પામ્યા પછી પણ ધર્મ વિના આ વિટબણાઓની ધારા ચાલુ રહે, પુષ્ટ બને અને વધી જાય તો તારક એવુ માનવ જીવન કેટલુ ભયકર મારક બની જાય ? મહા વિટબણાનો અંત તો જ આવે કે જો જીવન ધર્મમય બને

ધર્મ જિનાજ્ઞા સાથે સકળાયેલો છે જિન એટલે વીતરાગ સર્વજ્ઞભગવત એમના વચનનો સ્વીકાર અને પાલન એ જ ધર્મ છે, કારણ કે એ સર્વજ્ઞ જ અનતકાળના સર્વદ્રવ્ય-પર્યાયોના યથાર્થ દ્રષ્ટા હોવાથી સસાર અને મોક્ષના ચોક્કસ કારણોને જુએ છે , તેમજ મોક્ષોપયોગી ચોક્કસ વિધિ-નિષેધ ફરમાવે છે એ વચનોની (૧) અશ્રદ્ધા (૨) ઉલટુ પ્રતિપાદન (૩) વચનથી નિષિદ્ધ કાર્યોનુ આચરણ (૪) વચન-વિહિત કાર્યોની ઉપેક્ષા આ ગુનાઓથી જીવ અશુભ કર્મ બાધે છે એના ફળરૂપે ભવભ્રમણ, કર્મ અને જન્મ-મરણાદિ વિટબણાઓ ઉભી થાય છે એનાથી બચવા પ્રતિક્રમણ ધર્મની અતિ ઉચ્ચ ઉપયોગિતા સિદ્ધ થાય છે પ્રતિક્રમણ એ સામાયિક આદિ છ આવશ્યકોમાનુ એક આવશ્યક છે અને એનો અર્થ છે- 'પાપથી-અપરાધોથી પાછા હટવુ પાપની નિંદા, ગર્હા અને પશ્ચાત્તાપ કરવો ' એ પશ્ચાત્તાપ કરવા પહેલા [1]સમભાવ, [2]દેવવંદન [3]ગુરુવંદન આવશ્યક છે ત્યારબાદ [4]પ્રતિક્રમણ કરીને પ્રતિક્રમણનુ કાર્ય જે પાપનાશ તે સૂક્ષ્મરીતે પણ થઈ જાય એ માટે [5]કાયોત્સર્ગ અને [6]પચ્ચક્ખાણ કરવું જરૂરી છે એથી આ છ આવશ્યકોનું નામ પ્રતિક્રમણ પણ કહેવાય છે.

પ્રતિક્રમણથી ઉપર કહેલા ચારે પ્રકારોના અપરાધોની શુદ્ધિ થાય છે પ્રતિક્રમણના સૂત્રોમાં આવા આવા અપરાધોના નિર્દેશની સાથે એની નિંદા, ગર્હા અને પશ્ચાત્તાપનુ વર્ણન છે પ્રતિક્રમણના કળાદેશમાં બીજી પણ વાતો છે —

' પ્રતિક્રમણ ' એટલે આવશ્યક ક્રિયા આ એક મોક્ષસાધક મહાન યોગ છે મિથ્યાદર્શન, પાપ-અવિરતિ, કષાય અને મન-વચન-કાયાની અશુભ પ્રવૃત્તિના કારણે જીવ અનંતકાળથી આ જન્મ મરણાદિ મહાવિટબણાથી અને દુ ખ-યાતનાથી ભરેલા સસારમા પરિભ્રમણ કરી રહ્યો છે એથી સ્વાભાવિક છે કે સસાર પરિભ્રમણના આ કારણોનાં પ્રતિપક્ષી કારણો, સમ્યગ્દર્શન, પાપ-વિરતિ, ઉપશમ અને શુભપ્રવૃત્તિનુ જીવ આલબન કરે તો સંસારના કારણો છૂટી જવાથી સસાર છૂટી જાય અને મોક્ષ પ્રાપ્ત થાય.

મોક્ષસાધક આ સમ્યગ્દર્શનાદિની સાધના પ્રતિક્રમણની ક્રિયામા ઉત્તમ પ્રકારે થાય છે કેમકે એમા જે સામાયિકાદિ છ આવશ્યકોની આરાધના કરવાની હોય છે એમાં સમ્યગ્દર્શનાદિની સાધનાનો આ રીતે સમાવેશ થાય છે

(૧) સામાયિક આવશ્યકમાં સર્વ સાવદ્ય (સપાપ) યોગોના ત્યાગની અર્થાત્ પાપ-વિરતિની પ્રતિજ્ઞા કરવામાં આવે છે, એટલે વિરતિ અને 'સમભાવ' એટલે કે ઉપશમની સંકલ્પ પૂર્વકની આરાધનામા એનો સમાવેશ થાય છે

(૨) ચતુર્વિંશતિ આવશ્યકમાં ચોવીસ તેમજ બીજા તીર્થંકર ભગવંતોની સ્તવના અને પ્રાર્થના કરવામા આવે છે. એથી દેવાદિતત્ત્વની સમ્યગ્ શ્રદ્ધારૂપ સમ્યગ્દર્શન નિર્મળ થાય છે

(૩) વદન આવશ્યકમા ગુરુજી મહારાજને વિસ્તાર પૂર્વક સુખશાતા પૂછવા પૂર્વક ગુરુજીની આશાતનાની ક્ષમા માગવા સ્વરૂપ વદન કરવાથી અહકારાદિ કષાયનાશ તેમજ શુભવૃત્તિ પણ થાય છે

(૪) પ્રતિક્રમણ આવશ્યકમા સઘળા ય પાપોની-દોષોની નિંદા, ગર્હા, પશ્ચાત્તાપ કરવાનુ થાય છે આમાં (૧)મિથ્યાત્વાદિથી લાગેલા પૂર્વ પાપોનો નાશ, (૨) ફરીથી મિથ્યાત્વાદિમા પ્રેરક અનુબધોનો નાશ, અને (૩) સમ્યગ્દર્શન અને સર્વવિરતિના ભાવ પ્રબળ બને છે.

(૫) કાયોત્સર્ગ આવશ્યકમા નિયત ધ્યાન ઉપરાંત સમસ્ત મન-વચન-કાયાની પ્રવૃત્તિનો નિરોધ કરવામાં આવે છે અને તે પણ પ્રતિજ્ઞાપૂર્વક કરવામા આવે છે એથી આ આવશ્યક દ્વારા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર અને કાઈક અયોગ અવસ્થાની આરાધના થાય છે

(૬) પ્રત્યાખ્યાન આવશ્યકમા ઉપવાસાદિ તપનો સકલ્પ કરવામાં આવે છે, એટલે આ આવશ્યકથી તપધર્મ તેમજ વિરતિની સાધના થાય છે

આ એક જ પ્રતિક્રમણમાં સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગની કેટલીય ઉચ્ચ સાધના થાય છે માટે આ એક મહાન યોગ સાધના છે આ પ્રતિક્રમણની ભાવથી સાધના થાય એ માટે જિનાગમમાં (૧)તચ્ચિત્તે (૨)તમ્મણે (૩)તલ્લેસે (૪) તદજ્ઝવસાણ જ્ઝમિએ (૫) તદટ્ઠોવઉત્તે (૬) તદપ્પિયકરણે” આ છ વાતો બહુ આવશ્યક બતાવવામા આવી છે આમા પ્રતિક્રમણની જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તે પ્રત્યેકમા (૧-૨) ચિત્તનો સમાન્ય-વિશેષ ઉપયોગ-પ્રણિધાન રહે, (૩-૪) સૂત્ર અને ક્રિયાનુસાર લેશ્યા અને ધ્યાન રહેવુ જોઈએ, (૫)સૂત્રના પદાર્થમાં ચિત્તનો ઉપયોગ-લક્ષ્ય રહે, અને (૬) સૂત્રોચ્ચાર તેમજ ક્રિયામાં જરૂરી ઉપકરણ મેળવવા જોઇએ. આ ઉપયોગ-લેશ્યા ધ્યાનને મનમા સુદરરીતે લાવવા માટે એ ખાસ જરૂરી છે કે પ્રત્યેક સૂત્રનો પદાર્થ મન સામે ખડો કરવામાં આવે

દા ત (૧)‘નવકાર’ સૂત્રમાં ‘નમો અરિહ તાણં’ બોલતી વખતે અષ્ટમહાપ્રાતિહાર્યથી સહિત અનત અરિહત ભગવતો મન સામે દેખાય અને એમના ચરણમા ઝુકતા આપણા અનત મસ્તક યાને દરેકના ચરણે આપણુ નમતુ એકેક મસ્તક દેખાય એજ રીતે ‘નમો સિદ્ધાણ’ વગેરે પદો બોલતી વખતે સિદ્ધભગવાન આદિ દરેક પરમેષ્ઠિ ભગવતો પોતપોતાના સ્વરૂપ (પોઝ)મા દેખાય દા ત સિદ્ધ સિદ્ધશિલા ઉપર જ્યોતિસ્વરૂપ, આચાર્ય મહા૦ પાટ પર બેઠેલા પ્રવચન કરતા હોય, ઉપાધ્યાય મહારાજ સાધુ સમુદાયને ભણાવતા હોય, સાધુ કાયોત્સર્ગ ધ્યાનમાં ઉભા હોય

(૨) ‘લોગસ્સ’ સૂત્રમાં પહેલી લાઈનના ઉચ્ચારણ વખતે સામે ૨૪ અને બીજા એમની આજુબાજુમા તથા પાછળ બીજા અનત તીર્થંકર લોકાલોક સ્વરૂપ વિશ્વને જ્ઞાનપ્રકાશથી પ્રકાશિત કરતા સૂર્ય સમાન દેખાય ‘ધમ્મતિત્થયરે’ પદથી બધા ભગવાન સમવસરણમાં બેસી ઉપદેશ આપતા દેખાય ‘જિણે’ પદથી બધા ભગવાન કાયોત્સર્ગ ધ્યાનમાં રાગદ્વેષનો જય કરતા, અને ‘અરિહતે’ પદથી અષ્ટ મહાપ્રાતિહાર્ય સહિત દેખાય રજી-૩જી-૪થી ગાથાથી પ્રત્યેક પદમાં સૂચવેલી સંખ્યા અનુસાર ભગવાન દેખાય. દા ત “ઉસભમજિયં ચ વદે” ગાથામા ક્રમશ નીચે ૨, ૩, ૨, ૧ એમ ૮ ભગવાન પછી ૧-૩-૨-૨, ૩-૨-૧-૨ પ્રભુ દેખાય.

(૩) ‘નમુત્થુણ’ સૂત્રમાં ‘અરિહતાણ” પદ બોલતી વખતે અષ્ટ મહાપ્રાતિહાર્ય યુકત ભગવાન દેખાય, ‘ભગવતાણ’ પદ વખતે સુવર્ણ કમળ ઉપર પગ મૂકીને ચાલતા વગેરે એશ્વર્યવાળા ભગવાન દેખાય

(૪) ‘સિદ્ધાણ બુદ્ધાણ’ સૂત્રમા ‘જો દેવાણ વિ દેવો’ પદથી વીરપ્રભુને દેવોના પણ દેવના રૂપમાં બતાવવા છે એ કેવી રીતે દેખાય ? આ રીતે,-ભગવાન મહાવીર પરમાત્મા વિહારમા આગળ ચાલી આવતા અને એમની સેવામાં પાછળ ક્રોડ દેવતાઓ હાથ જોડીને ગુણગાન કરતા ચાલ્યા આવતા દેખાય આવુ દૃશ્ય જોવાથી ખ્યાલ આવે છે કે પ્રભુ દેવોના પણ દેવ છે ‘જ દેવા પંજલિ ’માં સામે આકાશમાથી પ્રભુની તરફ શિર ઝુકાવી હાથ જોડીને દેવતાઓ ઊતરતા દેખાય ‘ત દેવ દેવ મહિય’થી (દેવદેવ=ઈદ્ર, અને મહિય=પૂજાયેલા) ઈન્દ્રથી પૂજાયેલ પ્રભુ અર્થાત્ પ્રભુની બે બાજુ ઈદ્રો ચામર ઢાળતા દેખાય

આ રીતે ચિત્ર દ્વારા સૂત્ર -પદાર્થ સામે દેખાઈ જવાથી મન તન્મય અને ભાવથી ભરેલુ બને છે ચિત્રોનો આ મહિમા બીજી ધર્મક્રિયાઓમા પણ લાગુ થાય છે એમાં કારણ એ છે કે—

ધર્મ ચિત્તની વિશુદ્ધ પરિણતિરૂપ-વિશુદ્ધિરૂપ છે વિષયોના અને કષાયોના આવેશ રોકવાથી ચિત્તમા વિશુદ્ધિ આવે છે એટલે જીવનને ધર્મમય બનાવવા માટે આવી વિશુદ્ધિ અર્થાત્ વિશુદ્ધ પરિણતિમય ચિત્ત બનાવવુ જરૂરી છે સામાન્ય નિયમ એવો છે કે જેવા સયોગ અને જેવી ક્રિયા, એવા ભાવવાળુ મન બને છે આ નિયમ અનુસાર દુન્યવી ધન-પરિવારાદિના સયોગમા અને આરભ પરિગ્રહાદિની ક્રિયામા ચિત્ત કાષાયિક ભાવોથી યુકત બનશે જ્યારે વીતરાગદેવ, ત્યાગી ગુરુ, તીર્થ વગેરેના સયોગમા તેમજ દેવદર્શન, પૂજન, જીવદયા, સાધુસમાગમ, શાસ્ત્રશ્રવણ અને તપ-જપ-દાનાદિ ક્રિયા વખતે મનમા રાગ-દ્વેષાદિ દબાઈ જઈને વિશુદ્ધ પરિણતિ જાગ્રત થાય છે માટે વિશુદ્ધ પરિણતિમા કારણભૂત દેવદર્શનાદિ પણ ધર્મ કહેવાય છે

પ્ર૦-દેવાધિદેવ આદિનો સયોગ મળવા છતા અને દેવદર્શનાદિની સાધનાના ટાઈમે પણ મન ચચળ કેમ રહે છે ? બીજી બીજી બાબતોમા પડીને એ રાગદ્વેષાદિથી યુકત કેમ બને છે ?

ઉ૦-જીવને જેમા વધારે રસ છે, એમા મન વારવાર જાય છે અગર જો મનને ધર્મમાં સ્થિર કરવુ હોય તો દુનિયાના વિષયોનો રસ ઘટાડવામા આવે અને ધર્મ-સાધનાનો રસ વધારવામા આવે એ અતિ આવશ્યક છે વિષયરસ ઘટાડવા માટે વિષયો પ્રત્યે વૈરાગ્ય-નફરત, અવિશ્વાસ અને આત્મહિત-ઘાતકતાનુ દર્શન વધારવુ જોઈએ અને ધર્મસાધના અત્યત આત્મ-હિતકારક હોવાથી એમા અત્યત ઉપયોગિતા અને ઉપાદેયતાની ભાવના દઢ બનાવવી જોઈએ એને માટે હુબહુ કલ્પના-ચિત્ર મન સામે ખડુ કરી દેવુ જોઈએ દા ત નવકારના સ્મરણ વખતે મનની સામે અનત અરિહત, અનત સિદ્ધ આદિ ક્રમશ દેખાય દેવદર્શન વખતે પ્રભુને સમવસરણમા બિરાજમાન અને અષ્ટ મહાપ્રાતિહાર્ય આદિ સર્વ શોભાવાળા જોવામા આવે સ્તુતિ કરતી વખતે અનુસરતુ ચિત્ર મન સામે ખડુ કરવામા આવે પ્રભુને પ્રક્ષાલ આદિના સમયે મેરુપર્વત ઉપર ઈન્દ્રો અભિષેકાદિ કરતા દેખાય ચૈત્યવદનમા પ્રત્યેક સૂત્ર-ગાથા અનુ ચિત્ર જોઈને બોલવામા આવે , દા ત 'ઈરિયા-વહિય' બોલતી વખતે કોર્ટમા ન્યાયાધીશ સમક્ષ ખૂનીને ઈકરારનુ ચિત્ર દેખાય 'જ કિ ચિ૦' બોલતી વખતે જગતના તીર્થો અને જિન પ્રતિમાઓ દેખાય

એ માટે આ ચિત્રાવલિ (આલ્બમ) પુસ્તક છે આમા સૂત્રોના પદે પદના અને ગાથાયે ગાથાના ચિત્રો બતાવવામાં આવ્યા છે વારંવાર એ ચિત્રોને જોવાથી સૂત્ર બોલતી વખતે મન સામે સરળતાથી એ દશ્ય ઉપસ્થિત થઈ જાય છે એને જોવામા મન તન્મય બની જવાથી બાહ્ય વિષયમાં મન જતું નથી તેમ ચિત્ર અનુસાર તાદશ દશ્ય દેખાવાથી ભાવોલ્લાસ વધી જાય છે

આ ગ્રથનું વારવાર મનન કરવા દ્વારા જીવનમા આરાધનાનો અપૂર્વ લાભ થશે અને ધર્મરસ જાગશે

—

હે આત્મન્ ! જો તારે પાપોથી મુકત થવુ છે તો
પ્રતિક્રમણની ક્રિયા ભાવપૂર્વક અને આદરપૂર્વક કર

સૂત્ર બોલતા જાઓ, મનથી એના ચિત્ર જોતા જાઓ
અને ભાવક્રિયા કરી આત્માને નિર્મલ કરતા જાઓ

# વિષયાનુક્રમ

# નવકાર-નવપદ ચિત્ર-વિવરણ

'શ્રી યોગશાસ્ત્ર' ગ્રંથમાં કલિકાલ સર્વજ્ઞ આચાર્યભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ બતાવ્યું છે કે હૃદયને કમળ કલ્પી એની મધ્યકર્ણિકામાં ' નમો અરિહંતાણં, પદ અને આઠ પાંખડીમાં ' નમો સિદ્ધાણં ' આદિ ૮ પદોનું ૧૦૮ વાર ધ્યાન,- આ 'પદસ્થધ્યાન ' કરતા એક ઉપવાસનું ફળ મળે, અપૂર્વ શકિત પ્રગટે. શ્રી નમસ્કાર મહામંત્રના માત્ર અક્ષરોનું પદોનું આટલું મહત્ત્વ, તો એના પદાર્થનું મહત્ત્વ કેટલું ?

માણસ ફરિયાદ કરે છે કે,- '(૧) મન નવકારવાળીમા સ્થિર નથી રહેતું, બીજા-ત્રીજા વિચારમાં ચાલ્યું જાય છે, ને (૨) માળા ગણતા દિલમા ભાવોલ્લાસ નથી ઉછળતો ' આ બે ફરિયાદોના નિવારણ અર્થે ઉપાય એછે કે એજ કમળ યા ચક્રમાં પહેલાં પાંચ પદો ઉપરાંત સામે ચિત્રમા દર્શાવ્યા પ્રમાણે પાંચ પરમેષ્ઠીને અનંત અનંત સંખ્યામાં આ રીતે પોતપોતાની મુદ્રામા કલ્પનાથી જોવાનું કરાય,- (Pose)

(૧) અરિહંત ભગવાનની મુદ્રા આ, કે એ ચાંદી-સોના-રત્નના ત્રણ ગઢમય સમવસરણ પર અશોકવૃક્ષ નીચે રત્ન સિંહાસને બિરાજમાન છે, માથે મોતીઓના ઝુંબખડાવાળા ત્રણ છત્ર અને મુખ પાછળ ઝાકઝમાળ ભામંડળ તથા બે બાજુ ઈન્દ્રથી ચામર વીંજાતા શોભી રહ્યા છે ઊંચું અશોક વૃક્ષ આખા સમવસરણને છાયા આપે છે એની ઊંચે ગગનમા દેવોના આગમન તથા દેવદુંદુભિ વાગી રહી છે, ને નીચે ઝમ્મર પુષ્પવૃષ્ટિ સુગંધિ ફેલાવી રહી છે. ઉપરના ત્રીજા ગઢ પર બાકીની ૩ દિશામા પ્રભુના આબેહુબ જીવંત જેવા દેવકૃત બિંબ છે ચારે બાજુ ૪ નિકાયના દેવ તથા મનુષ્ય સ્ત્રી-પુરૂષ અને સાધુ-સાધ્વીની ૧૨ પર્ષદા બેઠી છે પ્રભુ ૩૫ વાણીગુણે ધર્મોપદેશ કરે છે, દેવો બંસરીના સંગીતથી એમાં દિવ્યધ્વનિ પૂરે છે બીજા ગઢ ઉપર શહેરી-જંગલી પશુઓ, પરસ્પર દુશ્મન જેવા પણ સાથે શાંત બેસી જઈ જિનવાણી સાંભળી રહ્યા છે. પહેલા ગઢ પર વાહનો છે આવા અનંત સમવસરણ અને અનંત પ્રભુ કમળની મધ્યકર્ણિકામા યા મહાચક્રના મધ્ય ચક્રમાં જોવાના

(૨) સિદ્ધ ભગવાનની મુદ્રા આ, કે એ અરિહંત પ્રભુની ઉપરની પાંખડી યા ચક્રમા રત્નમય સિદ્ધશિલા ઉપર ઉજ્જ્વલ સ્ફટિક જેવા યા જ્યોતિ સ્વરૂપ બિરાજે છે એ પણ અનંત છે, વીતરાગ સર્વજ્ઞ છે, અષ્ટકર્મ-રહિત, અશરીરી, નિર્વિકાર, નિશ્ચળ અનંત ગુણમય છે

(૩) આચાર્ય મહારાજની મુદ્રા આ, કે એ કરૂણામૂર્તિ ઊંચી પાટ પર બિરાજી જનતાને સર્વ જીવહિતકર પવિત્ર પંચાચારનો શાસનપ્રભાવક અણમોલ ઉપદેશ આપી રહ્યા છે, કુમતો, મિથ્યાત્વ અને શકાઓનાં નિવારણ કરી રહ્યા છે, ને કેઈને ચારિત્ર, દેશવિરતિ તથા સમ્યગ્દર્શન માટે ઊભા કરી રહ્યા છે, જૈન શાસનનો જયજયકાર સર્જી રહ્યા છે આવા અનંત આચાર્ય મહારાજ જોવાના

(૪) ઉપાધ્યાય મહારાજની મુદ્રા આ, કે એ કરુણાસાગર મોટા બાજોઠ પર બિરાજી સામે સાધુમંડળીને શાસ્ત્ર ભણાવી રહ્યા છે, જેથી અભણો મહાવિદ્વાન બને છે, તપ-સયમમાં દોટ મૂકે છે એવી અનંત મંડળી અનંત ઉપાધ્યાય દેખાય.

(૫) સાધુ મહારાજની મુદ્રા આ, કે એ અનંતની સંખ્યામા કાયોત્સર્ગધ્યાને ઊભા છે એમા વળી કેટલાક વિવિધ ઉપસર્ગ સહતા, કેટલાક કેવળજ્ઞાન પામી દેવોથી સન્માનાતા, કેટલાક મોક્ષ પામી જ્યોતિરૂપે ઉપર જતા મ૦ દેખાય

આમ જીવંત અનંત પરમેષ્ઠી જોતાં ભાવોલ્લાસ ખૂબ વધતો રહે છે, તથા એમની અલગ અલગ મુદ્રામાં જોવાના હોઈ મન એ જોવામા સ્થિર પણ રહે છે આ પિંડસ્થધ્યાન છે બાકી ચાર ખૂણાની પાંખડી યા ચક્રોમાં નવકારના છેલ્લા ચાર પદના ભાવ યા પદના સ્પષ્ટ અક્ષર જોવાના નવપદ-સિદ્ધચક્રનું ધ્યાન કરવું હોય ત્યારે ૪ ખૂણામા ' નમો દંસણસ્સ ' વગેરે ચાર પદના ભાવ યા પદ જોવાના

# સિદ્ધાન્તમહોદધિ સુવિશાલગચ્છાધિપતિ ગુરુદેવ સ્વ. પૂ. આચાર્ય દેવેશ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબ.

એઓશ્રી એક અપ્રતિમ જન્મસિદ્ધ વૈરાગ્યવાન યુગપુરૂષ હતા મૂળ રાજસ્થાન પિંડવાડાનિવાસી શ્રાવક ભગવાનદાસ અને શ્રીમતી કંકુબાઈના એ સુપુત્ર એમનું જન્મથી શુભ નામ પ્રેમચંદજી હતુ જન્મ વિ સં ૧૯૪૦ ફા સુ ૧૫. શ્રી પ્રેમચંદભાઈ સાધુદીક્ષા લેવા સુરત-વ્યારાથી ૩૬ માઈલ પગપાળા ચાલી રેલગાડી પકડીને પાલીતાણા પહોંચી ગયા, ને ત્યાં વિ સં ૧૯૫૭ કા વદ ૬ સકલાગમ-રહસ્યવેદી પ્રૌઢગીતાર્થ આચાર્યદેવ શ્રીમદ્ વિજય દાનસૂરીશ્વરજી મહારાજના દીક્ષિત શિષ્ય બની મુનિ પ્રેમવિજયજી થયા ચારિત્ર જીવનમાં એમણે નિત્ય એકાસણાં, ગુરુજનોની સેવા, અપ્રમત્ત સાધુચર્યા, ત્યાગવૃત્તિ અને સ્વાધ્યાય-ધ્યાનને આત્મસાત્ કર્યા પ્રકરણશાસ્ત્રો અને દર્શનશાસ્ત્રોની સાથે આગમશાસ્ત્રોનુ ગભીર ચિંતન એમનો મુખ્ય વ્યવસાય બની ગયો આશ્ચર્ય એ થાય છે કે એઓશ્રી પડિતો પાસે ઓછુ ભણ્યા છતાં શ્રી 'સ્યાદ્વાદ રત્નાકર' અનેકાંતજયપતાકા ' આદિ મહાન દર્શનશાસ્ત્રોનુ પણ વાચન જાતે કરતા તેમજ સૂક્ષ્મ બુદ્ધિથી એઓશ્રીએ પૂર્વધરમહર્ષિ વિરચિત કમ્મપયડી પચસગ્રહ જેવા ગંભીર અને જટિલ શાસ્ત્ર લગાવી, બીજાઓને ભણાવી, ' સક્રમણકરણ ' 'માર્ગણાદ્વાર' વગેરે મહાન શાસ્ત્રોની સંસ્કૃતમા રચના કરી તેમજ શિષ્યો પાસે ૧૫-૧૫, ૨૦-૨૦ હજાર શ્લોક પ્રમાણ ' ખવગસેઢી ' 'ઠિઈબંધો' વગેરે ગભીર કર્મસાહિત્યના શાસ્ત્રોની રચના કરાવી વિ સં ૧૯૮૦માં પંન્યાસ, વિ સં ૧૯૮૭મા ઉપાધ્યાય અને ૧૯૯૧મા આચાર્ય બનેલા

પૂ આચાર્યદેવશ્રીનુ સયમ જીવન ખૂબ પ્રશંસનીય હતુ એઓશ્રીમાં કડક બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અંતર્મુખતા, મૌનપૂર્વક ઈર્યાસમિતિથી ગમન, વિકથા ત્યાગ, વગેરે કેટલીય અદ્ભુત સાધના હતી અતિમ સમયે શારીરિક ગાઢ અસ્વસ્થતા જોઈ સાધુ એમને હવા નાંખવા ગયા તો એઓશ્રી તરત કહે ' ભાઈ !વાયુકાય જીવો મરે ! હવા નાખવાનુ બંધ કરો' વિહારમા ક્યાંય પણ દોષિત ભિક્ષા ન લેવી પડે એ માટે ૧૫-૧૭ માઈલ પણ ચાલી નાખતા

એઓશ્રી સમર્થ શાસનપ્રભાવક આચાર્યશ્રી વિજય રામચંદ્રસૂરિજી મ , શ્રી વિજય જંબૂસૂરિજી મ , શ્રી વિજય યશોદેવસૂરિજી મ , વગેરે લગભગ ૩૦૦ શિષ્ય-પ્રશિષ્યોના ગચ્છાધિપતિ હતા, ને પરિવારને વ્યર્થ વિકલ્પો આદિ દોષોથી બચાવવા શાસ્ત્ર વ્યવસાયમા મગ્ન રાખતા

છ 'રી' પાળતી સઘયાત્રા, ઉપધાન, ઉજમણા, પ્રતિષ્ઠા અજનશલાકા મહોત્સવો, દીક્ષા-ઉત્સવો ધર્મ-સ્થાનોદ્ઘાટન વગેરે કેટલાય કાર્યો એઓશ્રીની નિશ્રામા થયેલા મુબઈ દ્વિભાષી રાજ્યની વિધાનસભામા આવેલા બાલ સન્યાસ-પ્રતિબંધક બિલના વિરોધમાં એમણે ભારે આદોલન જગાવેલું, એના બળ પર મુખ્યમંત્રી શ્રી મોરારજી દેસાઈએ ' શું શેતાન-નિર્માણ પર પ્રતિબધ નહિ ? ને સતનિર્માણ પર પ્રતિબંધ? વગેરે મુદ્દા પર ઐતિહાસિક ભાષણ કરી ભારે બહુમતિથી બિલને ઉડાવી દીધેલુ

પૂ આચાર્યદેવશ્રીને વર્ષો સુધી વાનો દુ ખાવો ચાલેલો, તથા છેલ્લા ૪-૫ વર્ષ પ્રોસ્ટેટગ્રથી ને હૃદય પર દબાણની વ્યાધિ રહેતી, કેટલીક વાર અસહ્ય દર્દ ઉપડતું છતા એમા એઓશ્રી સહિષ્ણુતા-શાતિ-સમાધિ અદ્ભુત જાળવતા. ખંભાતમા વિ. સ. ૨૦૨૪માં વૈશાખ વદ ૧૧ સાજે વ્યાધિ એકાએક વધી ગઈ લગભગ ૮૦ મુનિઓ સાથે હતા એમણે નવકારમત્રની ધૂન ચલાવી, પૂજ્યશ્રી ખૂબ સમાધિમા હતા, એ ' વીર ! વીર ! ખમાવુ છુ' બોલતા રાત્રે ૧૦-૪૦ મિનિટે સ્વર્ગવાસ પામ્યા આખા ભારતના સંઘોમા પૂજ્યશ્રીના વિયોગથી વજ્રઘાત જેવું દુ ખ થયુ અને એઓશ્રીના અદ્ભુત સદ્ગુણ-સુકૃત-સાધનાઓની તથા શાસનરક્ષા-પ્રભાવનાની અનુમોદનાર્થે જિનેન્દ્રભકિત મહોત્સવો થયા

આવા પૂ ગુરુદેવશ્રીજીની અનુપમ કૃપાથી જૈન-જૈનેતર શાસ્ત્રોમાં જે યત્કિંચિત્ ગતિ પ્રાપ્ત થઈ એના આધાર પર ચૈત્યવદન-પ્રતિક્રમણ સૂત્રોને ચિત્રોમા સાકાર કરવામા આવ્યા

-શિષ્યાણુ આ ભુવનભાનુસૂરિ

# નમસ્કારઃ નવકાર સૂત્ર

| | | |
|---|---|---|
| સૂત્રઃ-નમો અરિહંતાણં<br>નમો સિદ્ધાણં | નમો આયરિયાણં<br>નમો ઉવજ્ઝાયાણં<br>નમો લોએ સવ્વસાહૂણં | એસો પંચનમુક્કારો<br>સવ્વ-પાવપ્પણાસણો<br>મંગલાણં ચ સવ્વેસિં<br>પઢમં હવઇ મંગલં ॥ |

અર્થ.-

| | | | | |
|---|---|---|---|---|
| હું | અરિહંતદેવોને | નમસ્કાર | કરું છું | આ પાંચ નમસ્કાર સમસ્ત (રાગાદિ યા અશુભકર્મસ્વરૂપ પાપોનો અત્યંત નાશક છે, અને સર્વ મંગળોમાં શ્રેષ્ઠ મગળ છે |
| " | સિદ્ધ ભગવંતોને | " | " | |
| " | આચાર્ય મહારાજોને | " | " " | |
| " | ઉપાધ્યાય " | " | " " | |
| " | સાધુ " | " | " " | |

ચિત્રસમજ -આ સૂત્ર બોલતી વખતે મનની સામે અનતા પરમેષ્ઠી લાવવાના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પહેલા પાંચ પદ બોલતાં ક્રમશઃ અનંત અરિહંત, અનંત સિદ્ધ, અનંત આચાર્ય આવે અનતા એટલા માટે કે 'અરિહતાણં' વગેરે બહુવચન-પ્રયોગ છે તો ૨-૪ જ શા માટે જોવા ? અનંતા જ જોવા, અને એ દરેકના ચરણમાં આપણું મસ્તક નમેલું જોવાનું, અને નમસ્કાર કરવાનો ( જેમ ૨-૪ રત્નો કરતાં રત્નોના ઢગને જોતા ચિત્ત વધુ પ્રહ્લાદ અનુભવે, એમ પરમેષ્ઠી અનંતા જોવા-નમવામાં ભાવોલ્લાસ વધુ આવે ) આ પણ પાંચ પરમેષ્ઠીને એમની એમની ખાસ અવસ્થામાં જોવાના જુઓ સામે ચિત્ર દા ત દરેક શ્રી અરિહંતદેવ સમવસરણ પર રત્નમય સિંહાસને બિરાજમાન, ચામર-ભામડળ-છત્ર આદિ આઠ પ્રાતિહાર્યની શોભાથી ઝગમગતા દેખાય. બીજા પદમા (૨) અનંતા શ્રી સિદ્ધ ભગવાન સિદ્ધ-શિલા પર બિરાજમાન જ્યોતિસ્વરૂપ સ્ફટિકવત્ ઉજ્જવલ નિરજન નિર્વિકાર દેખાય, ત્રીજા પદમાં (૩) દરેક આચાર્ય મહારાજ ઊંચી પાટ પર બિરાજેલા અને પર્ષદા આગળ આચારનું પ્રવચન કરતા દેખાય. ચોથા પદમાં, (૪) શ્રી ઉપાધ્યાયજી મહારાજ બાજોઠ પર બિરાજેલા અને સાધુમડળીને આગમ-વાચના આપતા દેખાય (૫) શ્રી સાધુ મહારાજ કાયોત્સર્ગ-ધ્યાનમાં ઊભા (યા સાધુચર્યા પાળતા કે પરીસહ-ઉપસર્ગ સહતા) દેખાય આ દરેક પરમેષ્ઠી અનંતા જોવાના

દેખવામાં પણ એકેક પદના ઉચ્ચારણ કે સ્મરણ વખતે માત્ર એ જ અનંતા પરમેષ્ઠી દેખવાના, જાણે આખી પૃથ્વી અને પાછળ અનંત આકાશ એમનાથી ભરચક છે ! ત્યા પણ માનો કે આપણે અનતા શરીરવાળા છીએ અને દરેક દરેક પરમેષ્ઠીના ચરણમાં આપણુ મસ્તકસહિત શરીર ઝૂકેલુ છે, એમ જોવાનુ ( એક જ ગુરુને નમેલા શિષ્યની સામેના સો અરીસામાં એટલી જ સંખ્યામાં ગુરુચરણે એજ શિષ્ય નમેલા દેખાય ને ? )

પ્રત્યેક પદ બોલી સામે તરત આ અનત પરમેષ્ઠી જોવાની ધારણા કરતા રહેવાય, તો અભ્યાસ વધતાં, પછી ભલે ચિત્ર સામે નહિ છતાં આંખ અર્દ્ધ મીંચ્યે, સ્વીચ દાબતાં જ લાઈટ થવાની માફક, પદ બોલતાં જ તે તે અનંતા પરમેષ્ઠી એમની અમની મુદ્રામાં મનની સામે આવવાના, માટે-આ અભ્યાસ કેળવવાનો કે 'નમો અરિહતાણું' બોલતાં જ અનંત અરિહંત સામે આવી જ જાય.

૦ ' એસો પંચ નમુક્કારો ' બોલતાં સામે અનંત અરિહંત એમની પાછળ પરતુ ઊંચે અનત સિદ્ધ, એમની નીચે પાછળ પાછળ અનંતા આચાર્ય-ઉપાધ્યાય-સાધુ એમ પાંચે પરમેષ્ઠી દેખાય ને એમને આપણે નમતા હોઈએ એ જોવાનું. એ નમસ્કાર જાણે આપણા સમસ્ત રાગાદિ પાપ નષ્ટ કરી રહ્યો છે ! તેમજ એની નીચે રહેલા વાજિત્ર-શ્રીફળાદિ મંગળો કરતાં ઉચ્ચ મંગળ હોઈ સર્વ અંતરાયકર્મો હટાવી રહ્યો છે ! આ પાપનાશ-શ્રેષ્ઠમગળનુ દર્શન જ્વલંત શ્રદ્ધાથી કરાય આવો નમસ્કાર એ મહાન સુકૃત છે. એની આ બે વિશેષતા મનમાં લાવી આ સુકૃતની ભારે અનુમોદના કરવાની, જેથી સુકૃતના પુણ્ય ઉપરાંત એની ભારે અનુમોદનાથી નવું જોરદાર પુણ્ય મળે

## પંચિંદિય (ગુરુસ્તુતિ-ગુરુસ્થાપના) સૂત્ર

સૂત્રઃ—(१) पंचिंदिय-संवरणो तह नवविह-बंभचेरगुत्तिधरो चउव्विह-कसायमुक्को इअ अट्ठारस-गुणेहिं संजुत्तो।।

(२) पंच-महव्वय-जुत्तो पंच-विहायार-पालण समत्थो। पंच-समिओ तिगुत्तो छत्तीस गुणो गुरू मज्झ ।।

(અર્થ -) (૧) પાંચ ઈન્દ્રિયોને (વિષયોથી) રોકનાર-હટાવનારા તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની વાડનુ પાલન કરનારા ને ચાર પ્રકારના કષાયોથી મુક્ત, એમ ૧૮ ગુણોથી સપન્ન

(૨) (અહિંસાદિ) પાચ મહાવ્રત-વાળા, (જ્ઞાનાચારાદિ) પાચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધરનારા, એવા ૩૬ ગુણવાળા મારા ગુરુ છે

સમજ.—આ સૂત્ર બોલતી વખતે આચાર્ય મહારાજ દેખાય અને તે ૧૮-૧૮ નિવૃત્તિ પ્રવૃત્તિ ગુણવાળા છે એમ આ રીતે જોવાનુ —

| ૧૮ નિવૃત્તિ ગુણ | | ૧૮ પ્રવૃત્તિ ગુણ | |
|---|---|---|---|
| ૫ ઈન્દ્રિય | નિવૃત્તિ | ૫ મહાવ્રત | પ્રવૃત્તિ |
| ૯ બ્રહ્મચર્યવાડભાગ | ” | ૫ આચાર | ” |
| ૪ કષાય | ” | ૫ સમિતિ | ” |
| | | ૩ ગુપ્તિ | ” |
| ૧૮ | | ૧૮ | |

જૈન શાસનની મર્યાદા છે કે ધર્મનુ અનુષ્ઠાન દેવાધિદેવ અથવા ગુરુની નિશ્રા અર્થાત્ સમક્ષમાં કરાય તેથી જ્યાં ગુરુયોગ ન હોય ત્યા ગુરુની સ્થાપના કરાય છે આ સ્થાપના કોઈ પુસ્તક યા માળા વગેરેની સામે સ્થાપના-મુદ્રાથી ચિત્રમાં નં. ૫ હાથ રાખીને નવકાર તથા પંચિદિય સૂત્ર બોલીને કરાય છે ક્રિયા સમાપ્ત થતાં ઉત્થાપન મુદ્રાથી ચિત્રમા નં ૬ એક નવકાર બોલીને સ્થાપના ઉઠાવવાનુ ન ભૂલાય. નહિતર સ્થાપિત આચાર્યની હાલવાથી આશાતના થાય.

## ખમાસમણ—થોભવદન સૂત્ર

સૂત્રઃ—

१ इच्छामि खमासमणो वंदिउं
२ जावणिज्जाए निसीहियाए
३ मत्थएण वंदामि

અર્થ - હે ક્ષમાશ્રમણ! હુ વંદન કરવા ઈચ્છુ છુ, બધી શકિત લગાવીને તથા દોષત્યાગ કરીને, મસ્તક નમાવી હુ વદન કરુ છુ

ચિત્ર સમજ - આ પ્રણિપાત વદનમાં ધ્યાનમા રહે કે બે હાથ, બે પગના ઢીંચણ અને મસ્તક એ પાચ અગ જમીનને અડે એ માટે બે હાથની અજલી બે ઢીંચણની વચમા ભૂમિ પર અડાડવાથી મસ્તક સહેલાઈથી જમીનને અડે છે. ચિત્રમાં નં. ૩ આમાં "ઈચ્છામિ"થી વદિઉં એક ભાગ અને જાવણિ નિસીહિઆએ બીજો ભાગ. ઊભા ઊભા યોગમુદ્રાથી હાથ જોડીને બોલવાનું પછી પાચ અગ ભૂમિને સ્પર્શતાં 'મત્થએણ વદામિ' બોલવુ.

મુદ્રા-૩-યોગમુદ્રા, મુકતાશુકિતમુદ્રા અને જિનમુદ્રા (ચિત્રમા નં ૭, ૮, ૯) ૧ યોગમુદ્રામાં બે હાથ એવી રીતે જોડાય કે આગળીના ટેરવા સામસામે એકબીજાની પાછળ આવે બધાં સૂત્ર, સ્તુતિ, સ્તવન યોગમુદ્રાથી બોલવાનાં કેમકે જિનાજ્ઞા છે, "થયપાઠો હોઈ જોગમુદ્દાએ" ૨ માત્ર મુકતાશુકિતમુદ્રાથી જાવત ચેઈઆઈ જાવત કેવિઆ અને જયવીયરાય એ ત્રણ સૂત્ર બોલવાનાં. આ મુદ્રામા ટેરવાં એકબીજાની સામસામે આવે તેથી હાથની અજલિ મોતીની છીપની જેમ પોલી રહે ૩ કાયોત્સર્ગ જિન-મુદ્રાથી કરાય આમા ઊભા ઊભા માથુ ઝૂકેલું નહિ કિંતુ સીધું પણ આંખ અર્ધ ખુલ્લી અને કીકી નીચી નાસિકાના અગ્રભાગ પર સ્થાપેલી રહે અને બે પગની વચમાં આગળ ચાર આગળનુ અંતર અને પાછળ એથી સહેજ ઓછુ અંતર રહે.

જિનેશ્વર ભગવાન ચારિત્ર-સાધનામાં મોટે ભાગે આ મુદ્રાથી ધ્યાનસ્થ રહે છે તેથી આ જિનમુદ્રા કહેવાય છે.

માળા ગણવામાં પણ આ દૃષ્ટિ રખાય છે અને જમણો હાથ હૃદયની સામે રાખી એના અગુઠા પર માળા રાખીને અને પહેલી આગળીથી ફેરવવામાં આવે છે તેમજ બાકીની ત્રણ આંગળી માળા પર છત્રની જેમ આડી રહે છે.

## ઈરિયાવહિયં૦ (પ્રતિક્રમણ) સૂત્ર

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્
ઇરિયાવહિયં પડિક્કમામિ? ઇચ્છં
ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયાવહિયાએ, વિરાહણાએ
ગમણાગમણે
પાણક્કમણે,બીયક્કમણે,હરિયક્કમણે,ઓસાઉત્તિંગ
પણગ-દગમટ્ટી-મક્કડા-સંતાણા-સંકમણે

જે મે જીવા
વિરાહિયા
એગિન્દિયા
બેઇન્દિયા
તેઇન્દિયા
ચઉરિન્દિયા
પઞ્ચિન્દિયા

અભિહયા વત્તિયા
લેસિયા સંઘાઇયા
સંઘટ્ટિયા પરિયાવિયા
કિલામિયા ઉદ્દવિયા
ઠાણાઓ ઠાણં સંકામિયા,
જીવિયાઓ વવરોવિયા
તસ્સ મિચ્છામિ દુક્કડં

( અર્થ -) હે ભગવન ! આપની ઈચ્છાથી આદેશ આપો કે હુ ઈર્યાપથિકી (ગમનાગમન ને સ્વાધ્યાયાગમા થયેલ વિરાધના)નુ પ્રતિક્રમણ કરુ ? (અહીં ગુરુ કહે 'પડિક્કમેહ') ઈચ્છું (હુ આપનો આદેશ ઈચ્છુ યાને સ્વીકારુ છુ ) ઈર્યાપથિકીની વિરાધનાથી (મિચ્છા મિ દુક્કડ દ્વારા) પાછો ફરવા ઈચ્છુ છુ ગમનાગમનમાં, વિકલેન્દ્રિય પ્રાણીને દબાવવામાં, ધાન્યાદિ સચિત્ત (સજીવ) બીજને દબાવવામા, લીલી (સચિત્ત) વનસ્પતિ દબાવવામાં, ઓસ (આકાશમાંથી પડતા સૂક્ષ્મ અપ્કાયજીવ) કીડીના નગરા, પાચે વર્ણની નિગોદ (લીલ ફુગ આદિ અનંતકાય જીવ), પાણી અને માટી (યા પાણી મિશ્રિત માટી સચિત્ત કે મિશ્ર કીચડ) કરોળિયાદિના જાળા દબાવવામાં

માર્ગમાં જે કોઈ જીવ દુખિત થયા, (જીવ આ પ્રકારે -) એક ઈન્દ્રિયવાળા (પૃથ્વીકાયાદિ), બે ઈન્દ્રિયવાળા (શખ પોરા આદિ) ત્રણઈન્દ્રિય વાળા (કીડી મકોડા આદિ), ચાર ઈન્દ્રિયવાળા (માખી ડાંસ આદિ) પાચ ઈન્દ્રિયવાળા (મનુષ્ય - તિર્યંચ આદિ),

(વિરાધના આ પ્રકારે-) અભિહતા (સામે ધસ્યા, જમે તેનાથી કે લાતે માર્યા, હાથપગથી ધકેલ્યા), વર્તિતા (ધૂળથી ઢાકયા, ઉલટાયા,) શ્લેષિતા (ભૂમિ આદિ પર ઘસ્યા, કઈક દબાયા), સંઘાતિતા (પરસ્પર ગાત્રોથી-કાયાથી પિંડરૂપ કર્યા, સંઘટ્ટિતા (સ્પર્શ્યા), પરિતાપિતા(સંતાપ્યા પીડા આપી), કલામિતા (કિલામણા અંગ-ભંગ કર્યા), ઉપદ્રવિતા મૃત્યુ જેવું દુ:ખ દીધું), ઠાણાઓ (પોતાના સ્થાનથી બીજે સ્થાને હટાવ્યા), જીવિતથી પ્રાણથી રહિત કર્યા. તસ્સ મિચ્છામિ દુક્કડ તેનુ મારે દુષ્કૃત (જે થયું તે) મિથ્યા થાઓ

ચિત્રસમજ .- જેમ કોર્ટમાં ખૂની માણસ ન્યાયાધીશ આગળ પોતે કરેલ ખૂનનો ભારે પશ્ચાત્તાપથી ક્ષમા માગે, એ પ્રમાણે આ સૂત્રમાં સાધક જીવ ગુરુની આગળ પોતાનાથી જાણ્યે અજાણ્યે કરાયેલ જીવવિરાધનાને ગણી બતાવી ભારે સંતાપથી એનો મિથ્યાદુષ્કૃત કરે છે. એટલે આ સૂત્ર મનમા ખૂનીના જેવો સતાપ લાવીને બોલવાનુ. (ચિત્રમાં પદ વાર જીવની ઓળખ ને વિરાધનાનુ સ્વરૂપ ચિતરેલું છે )

## તસ્સ ઉત્તરી૦ સૂત્ર

તસ્સ [1]ઉત્તરી કરણેણં, [2]પાયચ્છિત્ત કરણેણ, [3]વિસોહિકરણેણં, [4]વિસલ્લીકરણેણં
પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ ઠામિ કાઉસ્સગ્ગં ।

( અર્થ .- ) ( જે દોષ-અતિચારનું પૂર્વ આલોચન-પ્રતિક્રમણ કર્યું ) એના (૧) ઉત્તરી-કરણ (શુદ્ધિ માટે સસ્કાર દ્વારા ફરીથી ઉપર યાદમાં લઈ કાયોત્સર્ગકરણ) દ્વારા, (એ પણ) (૨)પ્રાયશ્ચિત્ત કરવા દ્વારા, (એ પણ અતિચારનાશથી આત્માની) (૩) નિર્મળતા કરવા દ્વારા, ( ને એ પણ માયાદિ ) (૪) શલ્ય દૂર કરવા દ્વારા,( ભવહેતુભૂત જ્ઞાનાવરણીયાદિ ) પાપકર્મોના ઉચ્છેદ કરવા માટે હુ કાયોત્સર્ગમાં રહુ છું

# इरियावहियं



ઇરિયાવહિયાએ
વિરાહણાએ
ગમણાગમણે



પાણક્કમણે
બીયક્કમણે
હરિયક્કમણે
ઓસા-ઉત્તિંગ
પણગ દગમટ્ટી
મક્કડા-સંતાણા
સંકમણે

જે મે જીવા વિરાહિયા

એગિંદિયા
બેઇંદિયા
તેઇંદિયા
ચઉરિંદિયા
પંચિંદિયા



અભિહયા
વત્તિયા
લેસિયા
સંઘાઇયા
સંઘટ્ટિયા
પરિયાવિયા
કિલામિયા
ઉદ્દવિયા
ઠાણાઓ ઠાણં સંકામિયા
વવરોવિયા



તસ્સ મિચ્છામિ દુક્કડં

# લોગસ્સ૦ (ચતુર્વિંશતિસ્તવ) સૂત્ર

સૂત્રઃ-(१)लोगस्स उज्जोअगरे,धम्म-तित्थयरे जिणे । अरिहंते कित्तइस्संचउवीसं पि केवली ॥

(२)उसभ-मजिअं च वंदे
संभव-मभिणंदणं च सुमइं च।
पउमप्पहं सुपासं
जिणं च चंदप्पहं वंदे ॥

(३) सुविहिं च पुप्फदंतं
सियल-सिज्जंस-वासुपुज्जं च
विमल-मणंतं च जिणं
धम्मं संतिं च वंदामि ॥

(४) कुंथुं अरं च मल्लिं
वंदे मुणिसुव्वयं नमिजिणं च
वंदामि रिट्ठनेमिं
पासं तह वद्धमाणं च ॥

(५) एवं मए अभिथुआ
विहुय-रयमला पहीण-जर-मरणा ।
चउवीसं पि जिणवरा
तित्थयरा मे पसीयंतु ॥

कित्तिय-वंदिय-महिया
जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग-बोहिलाभं
समाहिवरमुत्तमं दितु ॥

चंदेसु निम्मलयरा
आइच्चेसु अहियं पयासयरा
सागर-वरगम्भीरा
सिद्धा सिद्धिं मम दिसंतु ॥

(સૂત્રનો અર્થ પૃ૦ ૮ ઉપર છે) ચિત્રસમજ - ચિત્રમા વચ્ચે ગાથાની લીટીવાર કુલ ૨૪ ભગવાન મૂકયા છે ૧લી ગાથામા ક્રમશ 'લોગસ્સ ઉજ્જોઅગરે' આદિ પદથી (૧)જ્ઞાનાતિશય, (૨)વચનાતિશય, (૩)અપાયાપગમ (રાગાદિ નાશ) અતિશય, ને (૪) પૂજાતિશય સૂચવ્યા, તે ચિત્રમાં વચ્ચે મથાળે દર્શાવ્યા પ્રમાણેના પ્રતિક મન સામે લાવી યાદ કરવાના બધા ભગવાન એ પ્રમાણે ૧ સૂર્ય જેવા પચાસ્તિકાય પ્રકાશક, ૨ સમવસરણ પર તીર્થસ્થાપક, ૩ મિત્ર શત્રુ પર રાગાદિ-વિજેતા, ને ૪ અષ્ટપ્રાતિહાર્યની શોભાને અર્હ-યોગ્ય જોવાના ૬ ચઉવીસ પિ-૨૪ પણ' એમા 'પણ' શબ્દથી સર્વ દેશકાળના બીજા અનંત તીર્થંકર સૂચવ્યા, તે ૨૪ની આસપાસ ને પાછળ જોવાના

૦ ગાથા-૨જી-૩જી-૪થી બોલતા એની દરેક લીટીવાર ચિત્ર પ્રમાણે એટલાજ ભગવાન દેખવાના

| | | | |
|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | દા ત 'ઉસભ-મજિઅં' તો ૧લી લીટીમા 'ઋષભદેવ-અજિતનાથ' એ બે ભગવાન સમાનલેવલ પર દેખાય, |
| ૩ | ૩ | ૨ | એમની નીચે ૩જા-૪થા-૫મા ભગવાન એમ છેલ્લે ૨૩મા, ૨૪મા દેખાય આ દરેક ભગવાન |
| ૨ | ૨ | ૧ | |
| ૧ | ૨ | ૨ | વળી પ્રાતિહાર્ય સહિત, અને એ દરેકના ચરણ કમળે આપણુ માથુ નમેલું દેખાય |

૦ ગાથા-૫મીમા 'ચઉવીસ પિ'થી ૨૪ અને બીજા અનંત જિનવર તીર્થંકર જોવાના, એ પણ હાથ જોડી નિર્મળ અને અક્ષય જોઈ એમના પ્રસાદ-પ્રભાવની માગણી કરવાની, અર્થાત્ પ્રભાવ આપણે ઝીલીએ એવી અભિલાષા કરવાની પ્રસાદ-પ્રસન્નતા-કૃપા-કરુણા બધુ એમન અચિંત્ય પ્રભાવ સ્વરૂપ છે

૦ ગાથા-૬મા જોવાનુ કે આ બધા ભગવાનનુ ત્રણે લોકમા કીર્તન-વદન (મૂર્તિદ્વારા) પૂજન થયેલુ છે, અને એ મન્ત્ર-સિદ્ધ-વિદ્યાસિદ્ધ આદિમા શ્રેષ્ઠ શુદ્ધ બુદ્ધ મુકતસિદ્ધ છે એ જોવાનુ આપણને ભાવ આરોગ્ય મોક્ષ માટે બોધિલાભ ( વીતરાગતા સુધીનો જૈનધર્મ ) અને ઉત્તમ ભાવસમાધિ આપો એમ પ્રાર્થના કરવાની ૦ ગાથા-૭મીમા ચિત્રમા છેક નીચે બતાવ્યા પ્રમાણે ભગવાનને ચદ્ર-સૂર્ય-સાગર કરતાય અધિક નિર્મળ, પ્રકાશક, ને ગભીર તથા સિદ્ધશિલા પર બિરા-જમાન સિદ્ધ તરીકે જોતા એ મોક્ષ આપો એવી પ્રાર્થના કરવાની

(શેષ પૃ ૮)

(પૃષ્ઠ ૭નું ચાલુ)

## 'લોગસ્સ૦'ના અર્થ

(૧) (૧)પંચાસ્તિકાય લોકના પ્રકાશક, (૨)ધર્મતીર્થ (શાસન)ના સ્થાપક, (૩)રાગદ્વેષના વિજેતા,(૪) અષ્ટપ્રાતિહાર્યની શોભાને યોગ્ય, ચોવીસ પણ સર્વજ્ઞોનું હુ કીર્તન કરીશ

(૨) શ્રી ઋષભદેવ અને શ્રી અજિતનાથને વંદન કરુ છું શ્રી સંભવનાથ, શ્રી અભિનંદન સ્વામીને, શ્રી સુમતિનાથને, શ્રી પદ્મપ્રભસ્વામી, શ્રી સુપાર્શ્વનાથને તથા શ્રી ચંદ્રપ્રભસ્વામીને વદન કરુ છુ

(૩) શ્રી સુવિધિનાથ યાને શ્રી પુષ્પદંત સ્વામીને, શ્રી શીતલનાથ, શ્રી શ્રેયાસનાથ, શ્રી વાસુપૂજ્ય સ્વામીને, શ્રી વિમળનાથ, શ્રી અનંતનાથને, અને શ્રી ધર્મનાથ, શ્રી. શાંતિનાથને વદન કરુ છુ

(૪) શ્રી કુંથુનાથ, શ્રી અરનાથ, શ્રી મલ્લિનાથને, શ્રી મુનિસુવ્રતસ્વામી તથા શ્રી નમિનાથને વંદન કરુ છુ શ્રી નેમિનાથને તથા શ્રી પાર્શ્વનાથ, શ્રી વર્ધમાનસ્વામીને વંદન કરું છુ

(૫) એ પ્રમાણે મારાથી સ્તવાયેલ, કર્મરજરાગાદિમળથી રહિત બનેલા, અને જરાવસ્થા તથા મૃત્યુથી મુકત થયેલ, ચોવીસ પણ જિનેશ્વર શાસન સ્થાપકો, મારા પર અનુગ્રહ કરે

(૬) કીર્તન-વંદન પૂજન કરાયેલ, અને લોક (મંત્રસિદ્ધાદિ અનેક સિદ્ધ-સમુહ)માં જે શ્રેષ્ઠ સિદ્ધ છે એ ભાવઆરોગ્ય મોક્ષ માટે (યા આરોગ્ય અને) બોધિલાભ (વીતરાગતા સુધીના જૈનધર્મની પ્રાપ્તિ) અને ઉત્તમ ભાવસમાધિ આપો

(૭) ચંદ્રોથી અધિક નિર્મળ, સૂર્યો કરતાં અધિક પ્રકાશકર, સમુદ્રોથી ઉત્તમ ગાંભીર્યવાળા (યા સાગરમાં શ્રેષ્ઠ સ્વયંભૂરમણ સમુદ્ર જેવા ગભીર) જીવનમુકત સિદ્ધો (અરિહંતો) મને મોક્ષ આપો.

## અન્નત્થ૦ સૂત્ર

| (સૂત્રઃ–) અન્નત્થ ઊસસિએણં નીસસિએણં ખાસિએણં | છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં | વાય–નિસગ્ગેણં ભમલીએ પિત્તમુચ્છાએ | સુહૂમેહિં–અંગ-સંચાલેહિં સુહુમેહિં ખેલ-સંચાલેહિં સુહૂમેહિં દિટ્ઠી સંચાલેહિં |
|---|---|---|---|
| (અર્થ -) સિવાય શ્વાસ લેવો શ્વાસ છોડવો ખાંસી ખાવી | છીંક ખાવી બગાસુ ખાવુ ઓડકાર આવવો | વાછૂટ થવા ચક્કર આવવા પિત્તવિકારથી મૂર્છા આવવી | સૂક્ષ્મ અંગ-સચાર થવો સૂક્ષ્મ કફ-સંચાર ,, દૃષ્ટિ-સંચાર ,, |

(સૂત્ર,–) एवमाइएहिं आगारेहिं अभग्गो अ-विराहिओ हुज्ज मे काउस्सग्गो

( અર્થ :- ) ઈત્યાદિ અપવાદો (સિવાય) મારે સર્વથા કે અંશે (પણ) અભગ્ન કાયોત્સર્ગ (કાયાના ત્યાગથી યુકત ધ્યાન ) હો.

(સૂત્રઃ-) जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि ।

(અર્થ -) જ્યાંસુધી ('નમો અરિહતાણં' બોલવા પૂર્વક) અરિહંત ભગવંતોને નમસ્કાર કરવા વડે (કાયોત્સર્ગ) ન પારુ, ત્યાં સુધી (અપ્પાણં=) મારી પોતાની કાયાને સ્થિરતા મૌન અને ધ્યાન રાખીને વોસિરાવું છું, (ઉભી નિશ્ચલ અવસ્થામાં છોડી દઉં છુ )

## (૧) 'ઇચ્છકાર સુહરાઇ૦)' (૨) 'અબ્ભુટ્ઠિઓમિ' (૩) કરેમિ ભંતે૦' સૂત્ર

(સૂત્ર-૧:-) ઇચ્છકાર [1]સુહરાઇ? ([1]સુહદેવસિ) [2]સુખતપ? [3]શરીર નિરાબાધ? [4]સુખસંજમ જાત્રા નિર્વહો છોજો? સ્વામી! [5]શાતા છેજી? ભાત-પાણીનો લાભ દેજોજી।

(વિવેચન.-) પૃ૦ ૫ની સામે ચિત્ર ખાનુ-૨ પ્રમાણે ઊભા રહી 'ઈચ્છકાર૦' સૂત્રથી ગુરુને ૧ રાત્રિ (દિવસ), ૨ તપ, ૩ શરીર, ૪ સયમ, અને ૫ શાતા, આ પાંચ સબધમા સુખપૂર્વકતાના પ્રશ્ન પૂછવામાં આવે છે એમા 'ઈચ્છકાર'= આપની ઈચ્છા હોય તો હુ પૂછુ, કે " (૧) 'સુહરાઈ' (સુહદેવસિ) = આપની રાત્રિ (યા આપનો દિવસ) સુખરૂપ પસાર થયેલ ? ૦ (૨) આપનો તપ સુખેથી ચાલે છે ?૦ (૩) આપના પુણ્યદેહને કોઈ બાધા-પીડા નથી થઈને? ૦ (૪) આપની સયમયાત્રાનો નિર્વાહ સુખરૂપ ચાલે છે ? ૦ (૫) આપને સુખશાતા વર્તે છે?" પછી વિનતિ કરાય છે કે "ભાતપાણીનો"= સયમોપકારક ભોજન-પાણી-વસ્ત્રપાત્ર-દવા આદિનો (સુપાત્રદાનનો) લાભ આપવા કૃપા કરશો." (આ સૂત્ર બોલતાં ધ્યાન રહે કે એ 'સુહરાઈ' ?, વગેરે પાંચે પદનું ઉચ્ચારણ પ્રશ્નના રૂપમાં થાય મધ્યાહ્ન પહેલાં 'સુહરાઈ?' ને પછી 'સુહદેવસિ' બોલાય

(સૂત્ર-૨.) ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઇયં (દેવસિયં) ખામેઉં; ઇચ્છં, ખામેમિ રાઇયં (દેવસિયં), જં કિંચિ અપ્પત્તિયં-પરપ્પત્તિયં, ભત્તે-પાણે, વિણએ-વેયાવચ્ચે, આલાવે-સંલાવે, ઉચ્ચાસણે-સમાસણે, અંતરભાસાએ-ઉવરિભાસાએ, જં કિંચિ મજ્ઝ વિણય-પરિહીણં, સુહુમં વા બાયરં વા, તુબ્ભે જાણહ અહં ન જાણામિ, તસ્સ મિચ્છા મિ દુક્કડં।

(અર્થ) પૃ૦૫ સામે ખાનુ-૪ પ્રમાણે જમીન પર નમી પૂછવાનુ-હે ભગવન્! આપની ઈચ્છા હોય તો મને આદેશ આપો (કે હુ અભ્યુત્થાન વદન કરુ) 'અબ્ભિતર-રાઈઅં'=રાત્રિના [દિવસના] (થયેલ અપરાધો)ની, 'ખામેઉં'=ક્ષમા માગવા, 'અબ્ભુટ્ઠિઓમિ'=હાજર થયો છુ (અહીં ગુરુ 'ખામેહ' કહે) 'ઈચ્છં'=હુ આપનો આદેશ સ્વીકારુ છુ, રાત્રિક (દૈવસિક) અપરાધોની ક્ષમા માગુ છુ (તે આ પ્રકારે-) જે કાઈ (આપને) ૧ અપ્રીતિકર, ૨ અત્યન્ત અપ્રીતિકર,, (અથવા સ્વાત્મનિમિત્ત કે પરનિમિત્તક) વિનય રહિત કર્યું હોય] ૩ આહારમા, ૪ પાણીમા, ૫ વિનયમાં, ૬ વૈયાવચ્ચ(સેવા)મા, ૭ એકવાર બોલમા, ૮ અનેકવાર બોલમા, (આપના કરતા), ૯ ઊંચા આસનમા, ૧૦ સમાન આસનમા, (આપનાથી કોઈને કરાતી વાતમાં) ૧૧ વચમા બોલવામા, ૧૨ વધારામા બોલવામાં, જે કાઈ મારો વિનયરહિત સૂક્ષ્મ યા મોટો (અપરાધ) થયો હોય, (તે) આપ જાણતા હોય, હુ ન જાણતો હોઉં, તે સંબધી મારુ દુષ્કૃત્ય મિથ્યા થાઓ (અર્થાત્ એને હુ નિદ્ય અને ત્યાજ્ય-અકરણીય માનુ છુ)

## કરેમિ ભંતે૦' સૂત્ર

**સૂત્ર ૩:**

કરેમિ ભંતે સામાઇયં।
સાવજ્જં જોગં પચ્ચક્ખામિ।
જાવ નિયમં પજ્જુવાસામિ,
દુવિહં તિવિહેણં
મણેણં વાયાએ કાયેણં
ન કરેમિ, ન કારવેમિ
તસ્સ ભંતે! પડિક્કમામિ
નિંદામિ ગરિહામિ
અપ્પાણં વોસિરામિ

**(અર્થ-)**

હે ભગવત! હુ સામાયિક કરુ છુ પાપવાળી પ્રવૃત્તિનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ કરુ છુ, (તેથી) જયા સુધી હુ (બે ઘડીના) નિયમનું સેવન કરુ, (ત્યાં સુધી) ત્રિવિધથી મન-વચન-કાયાથી દ્વિવિધ (સાવદ્ય પ્રવૃત્તિ) હુ કરીશ નહિ, કરાવીશ નહિ, હે ભગવત! (અત્યાર સુધી કરેલ) સાવદ્યનુ પ્રતિક્રમણ કરુ છુ નિદા કરુ છુ ગર્હા કરુ છુ (એવા સાવદ્યભાવવાળા મારા) આત્માનો ત્યાગ કરુ છુ)

**(વિવેચન-)**

'સામાયિક' એ એક એવુ અનુષ્ઠાન છે કે જેમાં 'સમાય'=સમ-ભાવનો આય (લાભ) થાય આ 'સાવદ્યયોગ' યાને મન-વચન કાયાની પાપવાળી પ્રવૃત્તિના પચ્ચક્ખાણ (=પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ)થી થઈ શકે છે આમા પચ્ચક્ખાણ કેવા પ્રકારનુ છે ? તો કે જયા સુધી 'નિયમ' બે ઘડીનો અભિગ્રહ ચાલે ત્યા સુધી મન-વચન-કાયાથી સાવદ્યયોગ સ્વયં ન કરવો, ને બીજા પાસે ન કરાવવો

## 'જંકિંચિ૦', 'જાવંતિ૦', સવ્વલોએ૦', સૂત્ર, 'સામાઇયવયજુત્તો૦' સૂત્ર

| | | |
|---|---|---|
| સૂત્રઃ-जं किंचि नाम तित्थं<br>सग्गे पायालि माणुसे लोए ।<br>जाइं जिणबिम्बाइं<br>ताइं सव्वाइं वंदामि ॥ | जावंति चेइयाइं<br>उड्ढे अ अहे अ तिरिय लोए अ ।<br>सव्वाइं ताइं वंदे<br>इह संतो तत्थ संताइं ॥ | सव्वलोए<br>अरिहंत चेइयाणं<br>करेमि काउस्सग्गं... |
| (અર્થ.-) સ્વર્ગ, પાતાળ, (ને) મનુષ્ય લોકમાં જે કોઈ તીર્થ છે, (ને ત્યા) જેટલા જિન બિંબ છે, એ સર્વને હુ વદન કરું છુ, | ઉર્ધ્વ (લોક)મા, ને અધો(લોક)માં-અને તિર્છાલોકમાં જેટલા ચૈત્ય (જિન મદિર-જિન મૂર્તિ) છે, અહીં રહેલો હુ ત્યા રહેલા તે સર્વને વદન કરુ છુ. | સમસ્ત (ઉર્ધ્વ-અધો-તિર્છા) લોકમાં રહેલા અરિહતદેવના ચૈત્યોના (વદન-પૂજન-સત્કાર-સન્માન નિમિત્તે) હુ કાયોત્સર્ગ કરુ છુ |

(ચિત્ર સમજ-) સામેના ચિત્રમા બતાવ્યા પ્રમાણે, આપણે જાણે બહાર અલોકમા ઊભા, સામે ૧૪ રાજલોક દેખાય છે એમા ઉપરમા ઠેઠ ૫ અનુત્તર વિમાનથી માંડીને ઠેઠ નીચે ૧૦ ભવનપતિ સુધીના જિનમંદિર-જિનબિંબ દેખાય

૦'જંકિંચિ૦' બોલતાં 'સગ્ગે' એટલે ઊંચે વૈમાનિક-જ્યોતિષ દેવલોકમાં, 'પાયાલિ' એટલે નીચે પાતાળમા વ્યતર-ભવન-પતિમા, તથા 'માણુસે લોએ' એટલે મનુષ્ય લોકમા જબૂદ્વીપાદિમાં, 'તિત્થ'= જૈનતીર્થો-મદિરો, ને 'જિણબિંબાઈ', તે શાશ્વતા દેખાય, માનવલોકમા અશાશ્વતા શત્રુંજયાદિના પણ દેખાય (અહીં 'મનુષ્ય લોક'થી મધ્યલોક લઈએ, તો જ્યોતિષી-વ્યંતર સ્વર્ગ પણ આમા ગણાય ) વ્યતર-જ્યોતિષીમાં અસંખ્ય મંદિર-મૂર્તિ જોવાના, બાકીમા સખ્યાતા શાશ્વત બિબ રત્નમય દેખાય એ દરેક બિબના ચરણમાં આપણુ માથુ ઝૂકેલુ, એટલે અસખ્ય માથાં ઝૂકેલા જોવાના એમ વંદના કરવાની

૦'જાવંતિ૦' બોલતા, આપણે અલોકમાં નહિ, પણ 'ઈહસતો'=અહીં જ બેઠા ઊંચે જ્યોતિષી-વૈમાનિકના, નીચે વ્યંતર-ભવનપતિના, અને આપણી આસપાસ મધ્યલોકના ચૈત્ય=જિનમંદિર=મૂર્તિ પર દ્રષ્ટિ નાખવાની ને વંદના કરવાની

૦'સવ્વલોએ૦' બોલતાં, જાણે આપણે અલોકમાં ને સામે ૧૪ રાજલોક દેખાય, ને એમાં સમસ્ત જિનબિંબોના સર્વ-કાળના દેવ-મનુષ્યોથી કરાતા વંદન-પૂજન સત્કાર-સન્માન નજરે ચડે (જુઓ 'અરિહતચેઈ૦' ચિત્ર પૃ ૧૬ સામે. એમાં 'પૂજન' પુષ્પાદિથી, 'સત્કાર' આગી-આભૂષણાદિથી, 'સન્માન' સ્તુતિ-ગુણગાનાદિથી )

## 'સામાઇયિ-વય-જુત્તો૦' (સામાયિક-પારણ) સૂત્ર

| | |
|---|---|
| (સૂત્રઃ-) (१)सामाइयवय-जुत्तो,<br>जाव मणे होई नियमसंजुत्तो<br>छिन्नई असुहं कम्मं<br>सामाइय जत्तिया वारा ॥१॥ | (અર્થ -) *(૧) સામાયિકવ્રતથી યુકત જીવ જયાં સુધી મનમાં નિયમસહિત હોય, (ત્યા સુધી) તે અશુભ કર્મને છેદતો રહે છે (આ પણ) સામાયિક જેટલી વાર થાય (તેટલી વાર) |
| सामाइयंमि उ कए<br>समणो इव सावओ हवइ जम्हा<br>एएण कारणेणं<br>बहुसो सामाइयं कुज्जा ॥२॥ | (૨) *સામાયિક કરાય એમા જે કારણથી શ્રાવક સાધુ જેવો થાય છે, એટલા માટે બહુવાર સામાયિક કરવા જેવુ છે<br><br>सामायिक विधिए लीधुं विधिए पार्युं विधि करतां जे कोइ अविधि हुओ होय ते सवि हु मन-वचन कायाए करी मिच्छामि दुक्कडं । |

# 'નમુત્થુ ણં૦' (શક્રસ્તવ, 'પ્રણિપાત-દંડક') સૂત્ર

(સૂત્રઃ) નમુત્થુ ણં
(૧) અરિહંતાણં
ભગવંતાણં

(અર્થ -) નમસ્કાર હો ૦ (અષ્ટ પ્રાતિહાર્યાદિસત્કારને યોગ્ય) અરિહંતોને, ૦ (ઉત્કૃષ્ટ ઐશ્વર્યાદિમાન) ભગવંતોને, (આ સૂત્રમાં 'નમોત્થુ ણું' પદ અર્થમાં દરેક વિશેષણને લાગી શકે, જેમકે, નમોત્થુણ અરિહંતાણું, નમોત્થુણ ભગવંતાણું, નમોત્થુણું આઈગરાણ, )

(૨) આઇગરાણં
તિત્થયરાણં
સયં-સંબુદ્ધાણં

૦ (પોતપોતાના ધર્મશાસનના) પ્રારભ કરનારને,
૦ (ચતુર્વિધ સંઘ યા પ્રથમ ગણધર સ્વરૂપ) તીર્થના સ્થાપકને,
૦ (ગુર વિના) સ્વયં સમ્યગ્બોધ પામેલાને

(૩) પુરિસુત્તમાણં
પુરિસ-સીહાણં
પુરિસ-વરપુંડરીયાણં
પુરિસ-વરગંધહત્થીણં

* જીવોમા (જાત્યરત્નની જેમ અનાદિકાળથી) ઉત્તમને, * (પરીસહોમાં ધૈર્ય, કર્મ પ્રત્યે ક્રૂરતા આદિથી) જીવોમાં સિંહ જેવાને,
* (કર્મકીચડ-ભોગજળથી અલગ રહો યા કેવલ્યલક્ષ્મીદેવીના આશ્રય હોયે,) જીવોમાં શ્રેષ્ઠ કમળ જેવાને, *(મારી-મરકી આદિ ઉપદ્રવ-હાથીઓને દૂર રાખ્યે,) જીવોમાં શ્રેષ્ઠ ગધ-હસ્તી જેવાને,

(સૂચન -) ૦ અહીં 'નમુત્થુણં' અને અંતે 'નમો જિણાણ' બોલતા બે ઢીંચણ બે હાથ જમીનને અડાડવાનું ધ્યાનમાં રહે, (જાણે પ્રભુનાં ચરણે હાથ લગાડીએ છીએ એ કલ્પનાથી) પછી સૂત્ર ભૂમિપર ઢીંચણ, હાથ અંજલિબદ્ધ, કોણી પેટ પર રાખી બોલવાનુ દ્રષ્ટિ પ્રભુ સામે જ રહે.

૦ નવકારસૂત્રમાં માત્ર 'નમો'પદ હોવાથી એનો અર્થ 'હુ નમસ્કાર કરૂ છુ' થાય અહીં 'નમો અસ્તુ' પદ હોઈ અર્થ 'મારો નમસ્કાર હો' આમા નમસ્કારની પ્રાર્થના છે 'નવકાર'મા તો 'ઈચ્છાયોગ'નો (ક્ષતિવાળો પણ ઈચ્છાથી કરાતો) નમસ્કાર છે, એ કરવાના આપણે અધિકારી છીએ કિંતુ અહીં 'નમો' પદથી સામર્થ્યયોગ'નો નમસ્કાર છે જે વીતરાગભાવની નિકટ પૂર્વમા અપૂર્વ સામર્થ્યથી આવે છે એ કરવાનો અત્યારે આપણે દાવો ન રાખી શકીએ, પરતુ એની-પ્રાર્થના-આશસા-અભિલાષા કરી શકીએ તેથી એ સૂચવવા અહીં 'નમો' સાથે 'ત્થુ=અસ્તુ=હો' પદ છે આ પ્રાર્થનામાં દિલની આશસા ઉત્કટ અભિલાષા વ્યકત થાય છે, ને એ ધર્મનુ બીજ છે માટે તે તે ધર્મની જેમ તેની પ્રાર્થના-આશસા પણ અવશ્ય કર્તવ્ય છે, એ સૂચિત થાય છે

(ચિત્રસમજ -) (૧) 'અરિહતાણ' બોલતા, ચિત્રમા બતાવ્યા પ્રમાણે, અનંતા સમવસરણ પર સુરાસુરેન્દ્રપૂજિત અષ્ટ-પ્રાતિહાર્યયુકત અનત અરિહત જોવાના, એમના ચરણે આપણા શિર નમેલા દેખાય ૦ 'ભગવંતાણં' બોલતાં, 'ભગ'= સર્વોત્તમ ઐશ્વર્ય-રૂપ-યશ-શ્રી-ધર્મ-પ્રયત્નવાળા પ્રભુ દેખાવાના જેમકે 'ઐશ્વર્ય'મા પ્રભુ સુવર્ણકમળ પર ચાલતા દેખાય, વળી મુખને ભામડળ, પાછળ કોડ દેવો, ઉપર દેવદુદુભિ, બે બાજુ ચામર, ઉપર ૩ છત્ર, ગગનમાં સિંહાસન અને પ્રદક્ષિણા દેતા પખેરા, દેખાય નીચે બે બાજુના ઝાડ પ્રભુને નમતા, વગેરે ઐશ્વર્ય જોવાનું એમ અનુપમ રૂપાદિ

(૨) ૦ 'આઈગરાણ'મા, ભગવાન ગણધરોમા શ્રુત-પ્રવચનનો પ્રારભ કરતા દેખાય, જે શ્રુત પછી 'આચાર્યાદિ-પરપરામાં ચાલ્યુ ૦ 'તિત્થયરાણ'માં પ્રભુ પ્રથમ ગણધર-ચતુર્વિધસઘરૂપી તીર્થની સ્થાપના કરતા દેખાય.

૦ 'સયં-સબુદ્ધાણ'માં, ગુરુ વિના પ્રભુ સ્વયં જાતે બુદ્ધ થઈ લોચ કરતા, ને ચારિત્ર લેતા દેખાય

(૩) ૦ 'પુરિસુત્તમાણ'માં, ખાણમા પડેલા જાત્યરત્નની જેમ અનાદિ 'નિગોદમા પ્રભુને ઉત્તમ જોવાના અનાદિ ઉત્તમતા વિશિષ્ટ તથાભવ્યત્વથી, જે અતે તીર્થંકરપણામા પરિણમે છે ૦ 'પુરિસસીહાણ'માં, પ્રભુ સિંહ જેવા પરાક્રમી દેખાય, તપ-ધ્યાનથી કર્મો પ્રત્યે ક્રૂર, મોહની પ્રત્યે અસહિષ્ણુ, પરીસહ-ઉપસર્ગો પ્રત્યે ખેદરહિત. વગેરે, ૦ 'પુરિસ-વરપુડરીયાણં'મા પ્રભુ કર્મકીચડમા ઉગેલા, ભોગજળથી ઉછરેલા, કિંતુ એ બંનેથી ઊંચે રહેલા કમળ જેવા જોવાના, એ પણ કેવલ્યશ્રી (કેવળ-જ્ઞાનરૂપી લક્ષ્મીદેવી) ના ભવનરૂપ કમળ જેવા પ્રભુ દેખાય. ૦ 'પુરિસવરગંધહત્થીણ'માં, જેમ ગંધહસ્તી આવતાં ક્ષુદ્ર હાથીઓ ભાગી જાય, એમ પ્રભુ પધારતાં ૧૨૫ યોજનમાથી મારી-મરકી-દુષ્કાળ-રેલ-તીડ વગેરે દૂર ભાગી જતા દેખાય, અનાજના ગાડે-ગાડાં આવે છે, લોક શાતિ થવાથી નાચે-ખીલે છે, રેલ-તીડ પાછા વળી જાય છે, આકાશે વાદળ ઘેરાય છે. .

# નમુત્થુણં૦ સૂત્ર (ચાલુ)

| (संपदा-४) | (५) | (६) |
|---|---|---|
| १ लोगुत्तमाणं | १ अभयदयाणं | १ धम्मदयाणं |
| २ लोगनाहाणं | २ चक्खुदयाणं | २ धम्मदेसयाणं |
| ३ लोगहियाणं | ३ मग्गदयाणं | ३ धम्मनायगाणं |
| ४ लोगपइवाणं | ४ सरणदयाणं | ४ धम्मसारहीणं |
| ५ लोगपज्जोअगराणं | ५ बोहिदयाणं | ५ धम्म- वरचाउरंत चक्कवट्टीणं |

(અર્થ -)
* (૧) સકલ ભવ્યલોકમા (વિશિષ્ટ તથાભવ્યત્વથી) ઉત્તમને,
* ૨)ચરમાવર્તપ્રાપ્ત જીવો-ના નાથને,(માર્ગના યોગક્ષેમ =પ્રાપ્તિ-સંરક્ષણ કરાવવાથી),
* (૩) પચાસ્તિકાય લોકના હિત-રૂપ, (યથાર્થ નિરુપણથી)
* (૪) પ્રભુવચનથી બોધ પામનારા સંજ્ઞી લોકોને દીવારૂપ,
* (૫) ઉત્કૃષ્ટ ૧૪-પૂર્વી-ગણધરલોકોને ઉત્કૃષ્ટ પ્રકાશ કરનારને.

* (૧) 'અભય'=ચિત્તનુ સ્વાસ્થ્ય દેનારને
* (૨) 'ચક્ષુ=ધર્મદષ્ટિ ધર્મ-આકર્ષણ દેનારને
* (૩) 'માર્ગ'=સરળ ચિત્ત દેનારને
* (૪)'શરણ'=તત્ત્વ-જિજ્ઞાસા દેનારને
* (૫) 'બોધિ'-તત્ત્વબોધ (દર્શન=શ્રુતજ્ઞાન ) દેનારને

* (૧)ચારિત્રધર્મના દાતાને
* (૨) ધર્મના ઉપદેશકને 'આ સંસાર બળતા ઘરના મધ્યભાગ જેવો, ધર્મ-મેઘ જ એ આગ બૂઝવે.' ઈત્યાદિ ઉપદેશ કર્તાને)
* (૩) ધર્મના નાયકને, (સ્વયં ઉત્કૃષ્ટ ધર્મસિદ્ધ કરીને ય ધર્મ ઉપદેશવાથી),
* (૪) ધર્મના સારથિને, જીવરૂપી અશ્વને ધર્મમાં દમન-પાલન-પ્રવર્તન કરાવવાથી),
* (૫) ચતુર્ગતિ-ચૂરક શ્રેષ્ઠ ધર્મચક્રવાળાને.

(ચિત્ર સમજ.-)* ૪થી સપદામાં, પાચે 'લોક' શબ્દના જુદા જુદા અર્થ છે * 'લોગુત્તમાણ'થી અભવ્યોને બાદ રાખી ચિત્રાનુસાર સકલ ભવ્યલોકમા ઉત્તમ તરીકે પ્રભુને જોવાના. અભવ્યો કરતાં ઉત્તમ કહેવાનો કોઈ અર્થ નથી. * (૨) 'લોકનાથ' તે ચરમાવર્તપ્રાપ્ત જીવોના જ નાથ, (ચિત્ર મુજબ) એવા જ જીવોને પ્રભુ ધર્મનો યોગ કરાવનારા ને કષાયથી સારક્ષનારા જોવાના. અચરમાવર્તીને ધર્મયોગ થાય જ નહિ * (૩) 'લોકહિતરૂપ' તરીકે પ્રભુ પચાસ્તિકાયભર્યા વિશ્વ (૧૪ રાજલોક)ના યથાર્થ પ્રરૂપક દેખાય * (૪) 'લોકપ્રદીપ'માં પ્રભુની વાણી ઝીલનાર લોક જોવાના. એવા લોકોને દીવારૂપ પ્રભુ છે. * (૫) 'લોક પ્રદ્યોતકર'માં ચિત્રાનુસાર ગણધર-લોકોને જ્ઞાનપ્રદ્યોત (ઉત્કૃષ્ટ પ્રકાશ)કારી પ્રભુ જોવાના.

*૫મી સપદામા ચિત્ર જુઓ આ કલ્પના છે,-જગલમા પ્રવાસીને લૂટારા માલ લૂટી આંખે પાટા બાંધી ભયભીત રખડતો કરી દે, ત્યા કોઈ દયાળુ પહેલાં 'અભય' નિર્ભયતા આપે, પછી પાટા ખોલી 'ચક્ષુ' દષ્ટિ' કે, 'માર્ગે' ચડાવે, 'શરણ' રક્ષણ દે, 'બોધિ'=માલનો પત્તો આપે, એમ સંસાર-અટવીમા કષાયચોરોથી જ્ઞાનાદિમાલ લૂટા-યેલા અને ભૂલા પડેલા ભયભીત જીવને પ્રભુ અભયાદિ આપે છે એ જોવાનુ. (૧)'અભય'=ચિત્તસ્વાસ્થ્ય દઈ ૭ ભયોથી મુકત કરનાર પ્રભુ દેખાય, (૨)'ચક્ષુ'=ધર્મ દષ્ટિદેનાર ધર્મઆકર્ષણકારી, (૩) 'માર્ગ=ધર્મમાર્ગ દેખાડનાર, ધર્મને અનુકૂળ સરળ ચિત્ત કરનાર; (૪)'શરણ'=રક્ષણદાતા, સરળ ચિત્તમાં તત્ત્વજિજ્ઞાસા ઊભી કરનાર, (૫)'બોધિ' તત્ત્વદર્શન કરાવનાર પ્રભુ દેખાય. (એથી જીવને માલનો પત્તો મળ્યો.)

* છઠ્ઠી સંપદામા, ચિત્રાનુસાર, પ્રભુ (૧)'ધર્મદાતા=ચારિત્રધર્મને દેનારા દેખાય, એમ (૨)'ધર્મદેશક' પ્રભુ, 'આ સંસાર બળતા ઘરના મધ્યભાગ જેવો સંતાપકારી છે, ચારિત્રધર્મરૂપી મેઘ જ એને બૂઝવે.' વગેરે ધર્મોપદેશ દેતા, ૩'ધર્મનાયક' એટલે પ્રભુ નટની જેમ ધર્મનેતા નહિ, પણ સ્વય ઉપસર્ગ-પરીસહો વચ્ચે તપ-સંયમ-ધ્યાન-ધર્મ ઉત્કૃષ્ટ આરાધી ધર્મનેતા બનેલા; (૪)'ધર્મસારથિ' એટલે જેમ સારથિ ઘોડાનું દમન-પાલન-પ્રવર્તન કરે, એમ પ્રભુ સાધક જીવોને ઉન્માર્ગથી દમી રોકી, શુભ ભાવનાઓથી પાળી, ધર્મમાર્ગના પ્રવર્તાવનાર દેખાય પ્રભુ (૫)'ધર્મ શ્રેષ્ઠચક્રવર્તી' દાનાદિ ધર્મ-અથવા દર્શનાદિધર્મ-સાશ્રવ નિરાશ્રવધર્મ-યોગાત્મકધર્મ સ્વરૂપ શ્રેષ્ઠ ધર્મ-ચક્રને ધરનારા તરીકે દેખાય આ ધર્મચક્ર 'ચાઉરન્ત' ચારગતિનો. અંત કરનારુ છે, એ જોવા ચારખૂણે એ નષ્ટ થતી દેખાય

# 'નમુત્થુ ણ' સૂત્ર (ચાલુ)

| સૂત્ર | અર્થ |
| --- | --- |
| (૭) अप्पडिहय वरनाणदंसणधराणं वियट्टछउमाणं | (અર્થ -) અસ્ખલિત શ્રેષ્ઠ (કેવળ) જ્ઞાન-દર્શન ધરનારને. અસર્વજ્ઞ ભાવને દૂર કરનારને |
| (૮) जिणाणं-जावयाणं तिण्णाणं-तारयाणं बुद्धाणं बोहयाणं मुत्ताणं मोअगाणं | (રાગદ્વેષ) જિતનારને-જિતાડનારને,(ભવસાગર-અજ્ઞાન) તરી ગયેલાને, તારનારને (સર્વ) બોધ પામેલાને બોધ પમાડનારને મુકત થયેલાને મુકત કરનારને |
| (૯) सव्वन्नुणं सव्वदरिसीणं सिव-मयल-मरुअ-मणंत-मक्खयमव्वाबाह मपुणरावित्ति सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं नमो जिणाणं जियभयाणं | (૯) સર્વજ્ઞને, સર્વદર્શીને, નિરુપદ્રવ, સ્થિર, રોગરહિત, અનત (જ્ઞાનવાળુ) અક્ષય બાધારહિત, જયાથી ફરી (સસારે) પાછુ ન ફરવુ પડે એવું, સિદ્ધિગતિ નામનુ સ્થાન પામેલાને, ભયોને જીતી લીધા છે જેમણે એવા, જિનેન્દ્ર ભગવતને હુ નમુ છુ. |

ચિત્રસમજ - 'અપ્પડિહય' પદ બોલતાં (ચિત્રખંડ -૧ અનુસાર) શુકલ ધ્યાનથી પ્રગટેલા કેવળજ્ઞાન-કેવળદર્શનવાળા પ્રભુને ત્રિકાળના સમસ્ત વિશ્વને જોતા જોવાના આ જ્ઞાનને કોઈ ભીંત-પર્વતાદિ કે દેશ-કાળના અતર પ્રતિઘાત (બાધ)નથી કરી શકતા, 'વિયટ્ટછઉમાણ' પદ વખતે (ચિત્રખંડ ૧ નીચે અનુસાર) પ્રભુના ધ્યાનાગ્નિથી છદ્મસ્થભાવ યાને જ્ઞાનાવરણીયાદિ કર્મ બળી ગયા દેખાય.

૦'જિણાણ ' આદિ પદોમા ચિત્રખડ ૨ નીચેથી ઉપર અનુસાર પ્રભુને જિન-તીર્ણ-બુદ્ધ-મુકતરૂપે [1]ખડા-[2]ધ્યાનસ્થ બેઠેલા-[3]સમવસરણસ્થ અને [4]મુકત-સિદ્ધ એ ચાર અવસ્થામા જોવાના. બહુવચન હોઈ અનંતા જોવાના 'જિણાણ'મા જિન ૧૦માં ગુણઠાણાને અંતે રાગ દ્વેષ વિજેતા (સમશત્રુમિત્ર) વીતરાગ બનેલા જોવા, પછી 'તિણ્ણાણ'થી ૧૨માના અતે બાકી ૩ ઘાતીકર્મ અજ્ઞાન-નિદ્રા-અંતરાયના મહાસાગરને તરી જતા પ્રભુ ગોદોહિકા આસને દેખાય. 'બુદ્ધાણ'મા ૧૩મે ગુણઠાણે બુદ્ધ સર્વજ્ઞ બની સમવસરણ પર બિરાજેલા જોવા 'મુત્તાણ'મા ૧૪માના અતે સર્વકર્મથી મુકત બની સિદ્ધશિલા પર રહ્યા જ્યોતિસ્વરૂપ દેખાય આખ મીંચી આ ચાર અવસ્થા ક્રમશ: ત્રાસી ઉપર ઉપર જોવાની

ચિત્રમા બાજુમા ઉપમા બતાવી છે,-સસાર સાગર બતાવ્યો છે એમા મોહરૂપી મગરના મોમા ફસેલો જીવ નિર્ગન્થચારિત્રરૂપી મુષ્ટિપ્રહારથી જીતી એમાંથી બહાર નીકળે છે (જિન), પછી અજ્ઞાનાદિ સાગર તરી જાય છે (તિણ્ણ), બાદ કેવળજ્ઞાન સ્વરૂપ તટ પર પહોચે છે (બુદ્ધ), અને મોક્ષરૂપી ઈષ્ટ નગરે પહોચી સ્થિર થાય છે (મુકત) 'જાવયાણ તારયાણ' વગેરે પદોથી પ્રભુના સહારે પ્રભુની પાછળ પાછળ કે આજબાજુ બીજા પણ જીવોને જિન-તીર્ણ-બુદ્ધ-મુકત બન્યા જોવાના. આમા 'બુદ્ધ'માં જીવો સર્વજ્ઞ બન્યા સુવર્ણકમળ પર દેખાય

૦ 'સવ્વન્નૂણ ' બોલતા, પૂર્વે 'મુત્તાણ'થી પ્રભુને સિદ્ધશિલા પર જોયા (ચિત્રમાં ઠેઠ ઉપર) ત્યા જ ધારી રાખવાના, ને ત્યા પણ 'સવ્વન્નૂ૦'=સર્વજ્ઞ સર્વદર્શી જોવા વળી એ 'સિદ્ધિગતિ' નામનુ સ્થાન એવું પામ્યા છે કે જ્યાં 'સિવ' અયલં અરુઅ' .છે, અર્થાત્ કોઈ [1]અશિવ-ઉપદ્રવ નથી, [2]ચલાયમાનતા નથી, [3]રોગ નથી, [4]કોઈ શેયનો અત-સીમા નથી, [5]ક્ષય-મૃત્યુ-નાશ નથી , [6]કશી બાધા નડતર-નથી, [7]ત્યાથી કયારેય સસારમા પુનરાગમન નથી, આવા 'સિદ્ધિગતિ સપ્રાપ્ત જોવા એ'જિઅભયાણ' અર્થાત્ ભયોને જીતી નિર્ભય બનેલા દેખાય એવા એ જિનેશ્વરદેવોને 'નમો જિણાણ' બોલતા પ્રભુના પગે પડી નમસ્કાર કરવાનો અર્થાત્ પ્રભુના પગે આપણી હાથ-અજલિ ૧ કે ૩ વાર લાગે. તે પણ કલ્પનાથી આપણી અનંત અંજલિ કલ્પી, ઉપરોકત જિન-તીર્ણ વગેરેમાં પ્રભુ ખડા, બેઠા વગેરે અનંતના ચરણે લાગતી જોવાની

## 'નમુત્થુ ણં૦' સૂત્ર (ચાલુ;ભાગ-૪) દ્રવ્ય જિન વંદના : 'નમોઽર્હત્૦ સૂત્ર': 'ભગવાનહં૦' સૂત્ર

(सूत्र:-) जो अ अईया सिद्धा
जे अ भविस्संति णागए काले।
संपइ अ वट्टमाणा
सव्वे तिविहेण वंदामि ।।

(અર્થ -) જે જિનો ભૂતકાળમા સિદ્ધ થયા,
ને ભવિષ્યકાળે (સિદ્ધ) થશે,
(ને જે) વર્તમાનમા વિદ્યમાન છે,
(તે) સર્વને ત્રિવિધે (મન-વચન-કાયાથી) વાદુ છુ

(ચિત્રસમજ-) અહીં ત્રિકાળના તીર્થંકરદેવોને વદના છે એ ધારવા ( ચિત્રાનુસાર ) વર્તમાન કાળના ૫ મહાવિદેહક્ષેત્રમાં સીમધરાદિ ૨૦ ભગવાન સામે જોવાના; ભૂત કાળના અનત ભગવાન ૨૦ના જમણા હાથે ને પાછળ જોવાના, ભવિષ્યકાલીન અનતને ૨૦ના ડાબે હાથે ને પાછળ જોવાના પહેલા. 'જે અ અઈયા સિદ્ધા' બોલતા આખ મીંચી આપણી સામે ડાબી બાજુ અતીત અનતા પ્રભુ દેખાય વચ્ચે મધ્યમાં' ખાલી જગા છોડી જમણી તરફ 'જે અ ભવિસ્સતિ 'થી ભાવી અનત પ્રભુને જોવા, મધ્યમા 'સપઈ અ 'થી વર્તમાન ૨૦ પ્રભુ જોવા ચિત્રમા ડાબે-જમણે બતાવ્યુ નથી પરતુ ભૂત-ભવિષ્યના અનતા ભગવાન વર્તમાનમા હયાત નથી માટે એ હાલ દ્રવ્યજિન કહેવાય, પણ આપણે જાણે ભૂતકાળ-ભવિષ્યકાળમા જઈ વાંદીએ છીએ તેથી એમને પણ સમવસરણ પર પ્રાતિહાર્ય યુકત જોવાના 'સવ્વે તિવિહેણ વદામિ' બોલતા પ્રભુચરણે નમેલા, આપણા અનત શરીર કલ્પી એ અનત અને ૨૦ના ચરણે આપણુ લલાટ અને અંજલિ તથા મન અડે છે, ને વચન 'વદામિ' બોલે છે એમ ધારવાનુ-જોવાનુ



### 'નમોઽર્હત્૦ સૂત્ર

नमोऽर्हत्-सिद्धा-चार्य-पाध्यायसर्वसाधुभ्यः ।

(અર્થ -) હુ (અનત)-અરિહત સિદ્ધ-આચાર્ય-ઉપાધ્યાય-સર્વમુનિઓને નમસ્કાર કરુ છુ- (ચિત્રસમજ-) આ સૂત્રથી અનતા પચ પરમેષ્ઠી ભગવાનને નમસ્કાર છે માટે 'અર્હત્' 'સિદ્ધા' અલગ અલગ પાડીને બોલતા આંખ મીંચી સામે ડાબી તરફથી ક્રમસર અનત અરિહત, સિદ્ધ વગેરે પરમેષ્ઠી જોવાના (એમા'સિદ્ધો' અરિહત ને આચાર્ય વચ્ચે, પણ ઉપર દેખાય ) એ દરેક પોતાના પાછળ પાછળ અનંતા (ઈન્ફીનેઈટ) દેખાય તેમજ દરેકના ચરણે આપણાં શિર-અંજલિ લાગેલા એટલે અનતાના ચરણે અનતા મસ્તક લાગેલા જોવા સામે લાઈનમાંને બદલે અરિહત સિદ્ધ' વગેરે એકેકની પાછળ પાછળ જોઈ શકાય. ત્યારે અનંતાની કલ્પના દરેકની સીધી લાઈનમા કરવાની આ દરેક પરમેષ્ઠીને 'નવકાર સૂત્ર'મા બતાવ્યા પ્રમાણે એમની એમની ખાસ મુદ્રા(પોઝ)માંજોવાના

### ભગવાનહં...'સૂત્ર

'भगवानहं आचार्यहं उपाध्यायहं सर्वसाधुहं'

(ભાવાર્થ -) આમા 'હં' અક્ષર અપભ્રંશ ભાષાનો ૪થી વિભકિતનો પ્રત્યય છે એમાં 'ભગવાનહં' બોલતા દૃષ્ટિ સામે અનત અરિહત-સિદ્ધ લાવવાના જયારે જયારે અરિહંત જોઈએ ત્યારે ત્યારે એમને સમવસરણ પર યા ૮ પ્રાતિહાર્ય સહિત જોવાના. ને એમનાથી ઊંચે સિદ્ધશિલા પર સિદ્ધ જોવાના. "આચાર્યહં" વગેરેથી આચાર્ય આદિને જોવાના. દરેકના ચરણે આપણુ માથુ નમેલુ જોવુ.

'જાવંત કે વિ સાહૂ'

(सूत्र १)
जावंत के वि साहू
भरहेरवय महाविदेहे य ।
सव्वेसिं तेसिं पणओ
तिविहेण तिदंड-विरयाणं ।।

(अर्थ.-) જેટલા પણ ભરત એરવત) મહાવિદેહમાં (કરણ-કરાવણ-અનુમોદન) ત્રણ રીતે ત્રિદંડ (મન-વચન-કાયાની અસત્પ્રવૃત્તિ)થી વિરામ પામેલા કોઈ સાધુ છે, તે સર્વને હુ નમન કરુ છુ

(सूत्र२) आयरिय उवज्झाए
सीसेसाहम्मिए कुलगणे य ।
जे मे केइ कसाया
सव्वे तिविहेण खामेमि ।

(અર્થ -) આચાર્ય - ઉપાધ્યાયની પ્રત્યે, શિષ્ય પ્રત્યે, સાધર્મિકની પ્રત્યે, કુલ (આચાર્ય પરિવાર)-ગણ (કુલ-સમૂહ)ની પ્રત્યે મારે જે કોઈ કષાય થયો હોય, (તેની) તે બધાની આગળ ત્રિવિધે (મન-વચન-કાયાથી) ક્ષમા માગુ છુ

सव्वस्स समणसंघस्स
भगवओ अञ्जलिं करिय सीसे
सव्वं खमावइत्ता
खमामि सव्वस्स अहयं पि ।।

પૂજ્ય સકલ શ્રમણસંઘ (ગણસમૂહ) પ્રત્યે મસ્તકે અજલિ લગાવી બધા (કષાય)ની ક્ષમા માગીને હુ પણ એ બધાના (મારી પ્રત્યેના કષાયને) માફ કરુ છુ (એમના પ્રત્યે ઉપશાત થાઉં છુ)

(३) सव्वस्स जीवरासिस्स
भावओ धम्म-निहिय-नियचित्तो
सव्वं खमावइत्ता
खमामि सव्वस्स अहयं पि ।।

સમસ્ત જીવરાશિની પ્રત્યે ઉપશમ ભાવથી ધર્મમા મારુ ચિત્ત સ્થાપિત કરી સર્વ (કષાય)ની ક્ષમા માગી, હુ પણ સર્વ (જીવો)ના (મારા પ્રત્યેના કષાયને) માફ કરુ છુ (ઉપશાત થાઉં છુ)

(ચિત્રસમજ -) ચિત્રમાં બતાવ્યા પ્રમાણે 'જાવત કે વિ૦' સૂત્ર બોલતા આ જોવાનુ કે આપણે જાણે અલોકમાં ઊભા છીએ, સામે મનુષ્યલોકમા (અઢી દ્વીપમા) ૫ ભરત, ૫ એરવત, ૫ મહાવિદેહ છે, એમા ત્રિવિધ (વાણી-વિચાર-વર્તાવના) યોગમા મુનિઓ રહેલા છે એમા કેટલાક વિહાર કરે છે, કેટલાક ધ્યાન કરે છે, કેટલાક કાયોત્સર્ગમા છે, કેટલાક ભણે-ભણાવે છે, માદાની સેવા કરે છે, કેટલાક આવશ્યક-ચૈત્યવદન-પડિલેહણાદિ ક્રિયા કરે છે, લોચકષ્ટ-પરીસહ ઉપસર્ગ સહે છે વગેરે. આ બધા ત્રિદડ (ત્રિવિધ દુષ્પ્રવૃત્તિ, અસદ્ વિચાર-વાણી-વર્તાવ)થી ત્રિવિધે કરણ-કરાવણ-અનુમોદનથી વિરામ પામેલા છે નથી જાતે એ કરતા, નથી બીજા પાસે એ ત્રિદડ કરાવતા, ને નથી ત્રિદડ કરનારના ત્રિદડને પસંદ કરતા એવા એમને જોતા આપણે મસ્તકે અંજલિ લગાડી નમીએ છીએ, એ જોવાનુ.

o આયરિય ઉવજ્ઝાએ૦ સૂત્ર બોલતા, o પહેલી ગાથા વખતે જાણે અલોકમા ઊભા રહી આ જ ચિત્ર પ્રમાણે સામે લોકમાં બધા આચાર્ય-ઉપાધ્યાય- શિષ્ય સાધર્મિક-કુળ (આચાર્ય પરિવાર)-ગણ (કુળસમૂહ) જોવાના, ને એમની ક્ષમા માગવાની નવકારચિત્ર પ્રમાણે આચાર્યો પાટ પર પ્રવચન દેતા, ને ઉપાધ્યાય વાચના દેતા દેખાય

o બીજી ગાથા વખતે મસ્તકે અજલિ લગાડી પૂજ્ય સાધુસંઘ દેખવો, અને ખમાવવુ-ખમવું

o ત્રીજી ગાથા વખતે સામે ૧૪ રાજલોકના સમસ્ત એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધીના જીવ જોવા, ને એમની ક્ષમા માગવી-દેવી

* અડ્ઢાઈજ્જેસુ૦ સૂત્રનુ ચિત્ર આજ પ્રમાણે સૂત્ર જુઓ પૃ ૩૧ નીચે

## અડ્ઢાઈજ્જેસુ૦

(આ સૂત્ર ને અર્થ જુઓ પૃ૦ ૩૧ ઉપર ચિત્ર અહી સામે પ્રમાણે

## 'સ૦વસ્સ વિ૦' સૂત્ર

'સવ્વસ્સ વિ૦' સૂત્ર

(सूत्रः-) सव्वस्स वि राइअ (देवसिअ)
दुच्चिंतिअ दुब्भासिअ दुच्चिट्ठिअ
(इच्छाकारेण संदिसह भगवन् ? इच्छं तस्स)
मिच्छामि दुक्कडं ।

(અર્થ.-) દુષ્ટ ચિંતનવાળા દુષ્ટ ભાષણવાળા ને કાયા-ઈંદ્રિયોની દુષ્ટ ચેષ્ટાવાળા રાત્રિ (દિવસ) સંબંધી સમસ્ત અતિચારોનુ (શુ ? એનુ હે ભગવન્ ! આપની ઈચ્છાથી ફરમાવો ત્યારે ગુરુ કહે 'પડિક્કમેહ = પ્રતિક્રમણ કર' આપણે કહીએ 'ઈચ્છં=હુ સ્વીકારુ છુ, તે સર્વ અતિચારોનુ મારું દુષ્કૃત મિથ્યા હો (=દુષ્કૃતની ને જાતની ઘૃણા કરે છે)

# 'અરિહંત-ચેઈયાણં' (ચૈત્યસ્તવ) સૂત્ર

(સૂત્ર-) અરિહંત-ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં
(૧) વંદણવત્તિયાએ (૫) બોહિલાભવત્તિયાએ
(૨) પૂઅણવત્તિયાએ (૬) નિરુવસગ્ગવત્તિયાએ
(૩) સક્કારવત્તિયાએ
(૪) સમ્માણવત્તિયાએ

(૧) સદ્ધાએ
(૨) મેહાએ
(૩) ધિઈએ
(૪) ધારણાએ
(૫) અણુપ્પેહાએ
વડ્ઢમાણીએ

ઠામિ
કાઉસ્સગ્ગં

(અર્થ-) હુ કાયોત્સર્ગ કરું છું ૧અરિહંતપ્રભુની પ્રતિમાઓના (મન-વચન કાયાથી સંપન્ન)વંદન હેતુ, (પુષ્પાદિથી સંપન્ન) ૨પૂજન હેતુ, (વસ્ત્રાલંકારાદિથી સંપન્ન) ૩ સત્કાર હેતુ, (સ્તોત્રાદિથી સંપન્ન) ૪સન્માન હેતુ, (તાત્પર્ય, સમસ્ત ભક્તોથી કરાતા અર્હદ્બિંબના વંદના આદિની અનુમોદના અર્થે ને તેથી થતા કર્મક્ષયાદિના લાભ માટે.)

(અને) ૫ સમ્યક્ત્વાદિ જૈનધર્મ હેતુ, ૬મોક્ષ હેતુ, (આ પણ કાયોત્સર્ગ કયા સાધનોથી ? તો કે)

'વડ્ઢમાણીએ'=વધતી જતી,
૧શ્રદ્ધાથી=તત્ત્વપ્રતીતિથી (શરમ-બળાત્કારથી નહિ)
૨મેધાથી=શાસ્ત્રપ્રજ્ઞાથી (જડતાથી નહિ)
૩ધૃતિથી=ચિત્ત સમાધિથી (રાગાદિ-વ્યાકુળતાથી નહિ)
૪ધારણાથી=ઉપયોગ દૃઢતાથી (શૂન્યતાથી નહિ)
૫અનુપ્રેક્ષાથી=તત્ત્વાર્થચિંતનથી (ચિંતન વિના નહિ), હુ કાયોત્સર્ગ કરુ છું.

(સમજ :-) આ સૂત્ર, અર્હત્-પ્રતિમાઓના સકલ ભક્તોથી કરાતા વંદન-પૂજન-સત્કાર-સન્માનના અનુમોદનને ને તેથી થતા કર્મ ક્ષયાદિના લાભ હેતુએ તથા બોધિ-લાભ અને મોક્ષ હેતુએ કાયોત્સર્ગ કરવા માટે બોલવાનુ છે. આ સૂત્રમાં બે ભાગ છે,- (૧) કાયોત્સર્ગનાં ૬ નિમિત્તો યાને પ્રયોજન કે જે પ્રયોજનોએ આ કાઉસ્સગ્ગ કરાશે, (૨) કાયોત્સર્ગ માટે ૫ સાધન, કે જેના વડે કાયોત્સર્ગ-ધ્યાન કરાશે.

(૧) છ નિમિત્ત (પ્રયોજન)માં પણ બે ભાગ છે,-(i) 'સમ્માણ' સુધી ૪ નિમિત્ત, ચૈત્યોનો વંદન-પૂજન સત્કાર-સન્માન, અને (ii) બોધિલાભ તથા મોક્ષ, એમ ૨ નિમિત્ત-માટે, અહીં ધ્યાનમાં રહે કે 'અરિહંત ચેઈયાણં' પદને 'વંદણ૦'થી 'સમ્માણવત્તિયાએ' સુધીના ચાર જ નિમિત્ત-પદો સાથે જોડવાનું છે, પણ પછીના 'બોહિલાભ૦ નિરુવસગ્ગ૦' સાથે નહિ. (કેમકે, વંદનાદિ ૪ તો ચૈત્યોનાં હોય, કિન્તુ બોધિલાભ મોક્ષ ચૈત્યોનાં નહિ પણ આપણા લેવા છે ) આમ, 'અરિ૦ચેઈતાણં' પદ 'વંદણ૦' સાથે જોડાઈ ગયા પછી 'કરેમિ કાઉ૦ પદ જોડાશે તેથી અન્વય આ રીતે,-'અરિ૦ચેઈ૦વંદણવત્તિયાએ પૂયણ૦ સક્કાર૦ સમ્માણવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં'. હવે બાકી 'બોહિલાભ૦' આદિ બે નિમિત્ત પદ સાથે 'અરિ૦ચેઈ૦' નથી જોડવાનુ, માત્ર 'કરેમિ કાઉ૦' જોડાય. તેથી 'બોહિ૦ નિરુવસ્સગ્ગ-વત્તિયાએ કરેમિ, કાઉસ્સગ્ગં' એમ અન્વય કરવાનો એટલે કાયોત્સર્ગ આ છ પ્રયોજન લક્ષમાં રાખીને કરવાનો, અર્હચ્ચૈત્યવંદનાદિ ૪ અને બોધિ-મોક્ષ ૨ એમ છ માટે કાયોત્સર્ગ કરુ છું

(૨) ૫ સાધનોના 'સદ્ધાએ' આદિ ૫ પદ છે, પછી 'વડ્ઢમાણીએ' પદ છે એ આ દરેક 'સદ્ધાએ, 'મેહાએ,' વગેરે સાથે જોડાશે. દા ત. 'સદ્ધાએ વડ્ઢમાણીએ, મેહાએ વડ્ઢમાણીએ ઈત્યાદિ. એમ કાયોત્સર્ગ-ધ્યાન વધતી જતી શ્રદ્ધા-મેધાદિ પાંચને સાથે રાખી કરવાનો માટે એ પાચ કાયોત્સર્ગનાં સાધન છે

(ચિત્ર સમજ.-) ચિત્રમાં ઉપર સીધી લાઈનમા છે એમ, 'અરિહંત ચેઈયાણં' બોલતાં, અર્હત્ પ્રતિમાઓ દ્રષ્ટિ સામે આવે દેરાસરમાં હોઈએ તો સામેના પ્રતિમા ધ્યાનમાં લેવા 'વંદણવત્તિયાએ' બોલતાં ચિત્રમાંના ૧ અનુસાર કલ્પનાથી હજારો ભક્તો દ્વારા કરાતાં વંદન દેખાય, 'પૂયણ૦'થી ચિત્રનાં ૨ અનુસાર ભક્તોથી કરાતાં પુષ્પાદિથી પૂજન, 'સક્કાર'૦થી ચિત્રના ૩ અનુસાર ભક્તોથી કરાતા આંગી-આભૂષણદાન આદિ સન્માન, 'સમ્માણ૦'થી ચિત્રના ૪ પ્રમાણે ભક્તકૃત સ્તુતિ-ગુણ-ગાન દેખાય, એ દરેક દેખતાં અતિ હર્ષ થાય કે 'વાહ ! આ પ્રભુને લાખો ભક્તોથી કરાતા વંદન . કેવાં સુંદર !'

# 'જગચિન્તામણિ૦' સૂત્ર-ગાથા-૧-૨

(सूत्रः ) (१)
जगचिंतामणि ! जगनाह !
जगगुरू ! जगरक्खण !
जगबंधव ! जगसत्थवाह !
जगभाव वियक्खण !

(અર્થ -) હે જગતના ચિંતામણિ રત્ન !
હે જગતના નાથ !
હે ગુરુ !
હે " રક્ષક !
હે " બંધવ ! (સગા!)
હે " સાર્થવાહ !
હે " ભાવોના ભ્રાતા !

(२)
अट्ठावय संठवियरूव ।
कम्मट्ठ विणासण ।
चउवीसंपि जिणवर ।
जयंतु अप्पडिहयसासण ।

હે અષ્ટાપદ પર સ્થાપિત બિંબવાળા!
હે આઠ કર્મોના વિનાશક !
હે ચોવીસે જિનેન્દ્રદેવ !
હે અબાધિત (ધર્મ-તત્વશાસન) વાળા ! આપ જયવંતા વર્તો

(સમજ -) ગણધરદેવ શ્રી ગૌતમસ્વામીજી મહારાજે અષ્ટાપદ પર્વત પ જઈ ત્યા ભરત ચક્રવર્તીએ સ્થાપેલ ૨૪ જિનેશ્વરદેવોના સ્વકાયા પ્રમાણ રત્નમય બિંબો આગળ આ સ્તુતિ કરી છે આમા ભગવાનના ૯ વિશેષણ છે, હે જગતના ચિંતામણિ-૨ નાથ- ૩ ગુરુ ૪ રક્ષક ૫ બંધવ ૬ સાર્થવાહ ૭ ભાવ-જ્ઞાતા, હે ૮ અષ્ટકર્મનાશક અને હે ૯ અબાધિત શાસનના સ્થાપક

(ચિત્રસમજ -) આમા દરેક પદનો ભાવ મનમા લાવવા ચિત્રમા ડાબી બાજુ નીચેથી બતાવ્યા પ્રમાણે ભગવાન તેવા તેવા સ્વરૂપવાળા કલ્પના સામે આવે,

(૧) ભગવાન 'ચિંતામણિરત્ન' સમાન ચળકતા દેખાય તે અચિંત્ય પ્રભાવથી જગતને સુરનરસુખ ને મોક્ષસુખ દેનાર દેખાય (૨) 'નાથ'=જગતને દર્શન-જ્ઞાન-ચારિત્ર પમાડનારા અને રક્ષનારા (૩) 'ગુરૂ'=જગતને સમ્યક્ તત્ત્વ-ઉપદેશક (૪) 'રક્ષક' =જગતને કષાયલૂટારાથી બચાવનારા, (૫) 'બંધવ' જગતને 'અભયદાન દો મૈત્રીભાવ રાખો' વગેરે શીખવી એના સાચા નિ:સ્વાર્થ સગા બનેલા (૬) 'સાર્થવાહ' =જગતને મોક્ષમાર્ગ પર લઈ ચાલતા સાર્થપતિ (૭) 'ભાવવિચક્ષણ=જગત યાને સમસ્ત લોક-અલોકના ત્રિકાળના ભાવના કુશળ જ્ઞાતા. આ બધા પદ વખતે ચિત્રાનુસાર તે તે પ્રતિક દેખવાના (૮) 'કર્માષ્ટક વિનાશક' = પ્રભુએ ધ્યાનથી ૮ કર્મ નષ્ટ કર્યા, તે કર્મ બહારમા બળતા દેખાય. (૯) 'અપ્રતિહત શાસન' =ત્રિકાળા-બાધ્ય અને સમસ્ત ઈતરદર્શનોથી અબાધિતશાસનવાળા આમા અનંતા તીર્થંકરોનું એક સરખું તત્ત્વશાસન-ધર્મશાસન દેખાય, તથા ઈતરો બિચારા બાધ નહિ કરી શકવાથી વીલે મોંઢે પાછા ફરતા દેખાય આવા અનંતા તો ખરા કિન્તુ ૨૪ પણ પ્રભુને અષ્ટાપદ ઉપર ચોમુખમંદિરમા જોવા.

(અનુસંધાન પૃ ૧૬થી 'અરિહંત-ચેઈયાણં' સૂત્રનુ ચાલુ )

(૫) 'બોહિલાભ વત્તિયાએ' આમા સમ્યગ્દર્શન કલ્પનામાં લાવવા એક દ્રષ્ટાન્તરૂપે ચિત્રમા ડાબી બાજુ વચ્ચે પમા દેખાડયા પ્રમાણે ચંદનબાળાનો અત્યંત પ્રભુપ્રેમ-પ્રભુવચન શ્રદ્ધા જોવાના (આના બદલે બીજા શ્રેણિકાદિના પણ જોઈ શકાય.) ચિત્રમા માથુ મૂંડેલી ચંદનબાળા પગે બેડીએ જકડાઈ, ભોંયરામાં ૩ દિવસ ભૂખી-તરસી બેઠી છતા, ત્યા પૂરનાર પર લેશ પણ દ્વેષ કે પૂરાવા વગેરેનું કોઈ પણ દુ:ખ મનમા ન લાવતાં મગજમા પ્યારા વીરપ્રભુનુ સ્મરણ ચિંતન કરી રહી છે (શ્રેણિકાદિ ક્ષાયિક સમકિતવાળા 'બોહિલાભ વત્તિયાએ' બોલે તે 'બોધિલાભ' એટલે ઉપરની વિરતિથી માંડી વીતરાગતા સુધીની જૈનધર્મ પ્રાપ્તિ માટે બોલે )

ચિત્રમાં નીચે આડી લાઈનમા કાયોત્સર્ગના ૫ સાધન શ્રદ્ધા-મેધાદિને દ્રષ્ટાન્ત-વિવરણ સાથે દેખાડયા છે જેમકે, ૦'શ્રદ્ધા' જળશોધક મણિની જેમ ચિત્તની મલિનતા દૂર કરે છે ૦'મેધા' એ જેમ ઔષધ પ્રત્યે તેમ શાસ્ત્રગ્રહણ પ્રત્યે અત્યન્ત આદર-અને પ્રજ્ઞા-કૌશલ્ય સ્વરૂપ છે ૦'ધૃતિ' એ ચિંતામણિરત્નની જેમ ધર્મ અને કાયોત્સર્ગની પ્રાપ્તિથી થતી નિરાત-ધૈર્ય-હુફ સ્વરૂપ છે ૦'ધારણા'એ મોતીમાળામાં પરોવેલા મોતીની જેમ ચિંતનીય પદાર્થોનુ દઢ શ્રેણિબદ્ધ ગોઠવાયેલા પદાર્થના દઢ સંકલનરૂપ છે ૦ 'અનુપ્રેક્ષા' તત્ત્વાર્થ ચિંતનરૂપ છે, ને તે પરમ સંવેગ દઢતાદિ દ્વારા અગ્નિની માફક કર્મમળને બાળી નાખનારી છે આ સાધનો પાછા વધતા હોય એની સાથે કાયોત્સર્ગ કરવાનો છે

## 'જગચિંતામણિ૦' સૂત્રમાં, કમ્મભૂમિહિં૦'–'જયઉ સામિઅ૦' ગાથા ૩–૪ ॥

કમ્મભૂમિહિ કમ્મભૂમિહિં પઢમ સંઘયણિ, ઉક્કોસય સત્તરિસય જિણવરાણ વિહરંત લબ્ભઇ । નવકોડિહિં કેવલીણ, કોડિસહસ્સ નવ સાહૂ ગમ્મઇ । સંપઇ જિણવર વીસ, મુણિ બિહું કોડિહિં વરનાણ,સમણહ કોડિ સહસ્સ દુઅ, થુણિજ્જઇ નિચ્ચવિહાણિ ॥

જયઉ સામિય । જયઉ, સામિય । રિસહ ! સત્તુંજિ, ઉજ્જિંતિ પહુ–નેમિજિણ ! જયઉ વીર ! સચ્ચઉર–મંડણ । ભરુઅચ્છહિં મુણિ-સુવ્વય । મુહુરિ પાસ । દુહદુરિઅ–ખંડણ !॥

(અર્થ :-) સર્વે કર્મભૂમિઓમાં (મળીને) વજ્રઋષભનારાચ સંઘયણવાળા ઉત્કૃષ્ટથી ૧૭૦ જિનેશ્વરો વિચરતા મળે છે. ઉત્કૃષ્ટથી ૯ ક્રોડ કેવળજ્ઞાની (ને) ૯૦૦ ક્રોડ મુનિ મળે છે. હાલમા ૨૦ જિનેશ્વરો, ૨ ક્રોડ શ્રેષ્ઠ (કેવળ)જ્ઞાનવાળા મુનિ, (ને) ૨૦૦૦ ક્રોડ શ્રમણો નિત્ય પ્રાતઃકાળે સ્તવવામાં આવે છે.

હે સ્વામી ! આપ જયવતા વર્તો ! હે શત્રુંજય પર ઋષભદેવ ! ગીરનાર પર નેમિજિન ! જયવતા વર્તો હે સ્વામી ! સાચોર (સત્યપુર)ના શણગાર મહાવીર પ્રભુ ! ભરૂચમાં મુનિસુવ્રત સ્વામી ! મથુરામા દુ:ખ-પાપના નાશક પાર્શ્વનાથ ! આપ જયવંતા વર્તો

(ચિત્રસમજ :—) 'કમ્મભૂમિહિ' નું ચિત્ર સામેના ચિત્રની પાછળ છે આપણે જાણે અલોકમા ઊભા છીએ અને એ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આપણને મૃત્યુલોકમા ૨૫ દ્વીપ દ્રષ્ટિ સામે આવે છે. એમા ૫ ભરત, ૫ ઐરવત, ૫ મહાવિદેહ ક્ષેત્ર, એમ ૧૫ કર્મભૂમિ છે. એમાં બીજા શ્રી અજીતનાથ ભગવાનના કાળે ઉત્કૃષ્ટથી (દરેક ભરત ઐરવતમા ૧-૧ એમ ૧૦ તીર્થંકર અને ૫ મહાવિદેહની ૩૨x૫=૧૬૦ વિજ્યો પૈકી દરેક વિજયમાં ૧-૧, એમ ૧૬૦ તીર્થંકર, કુલ ૧૦+૧૬૦=) ૧૭૦ જિનવર વિચરતા એમના પરિવારમા કુલ ૯ ક્રોડ કેવળજ્ઞાની અને ૯૦૦ ક્રોડ સાધુઓ હતા ચિત્રમાં ભરત-ઐરવતમા જિનવર સફેદ, કેવળજ્ઞાની ગૌર અને સાધુ લીલા બતાવ્યા છે મહાવિદેહમાં પ્રભુ ગૌર, કેવળી લીલા અને સાધુ સફેદ વર્ણમાં દેખાય છે (આ રંગ ભેદ નિરર્થક છે, ચિત્ર બ્લોક બનાવનારની ગફલતથી એમ બન્યુ છે) વર્તમાનમાં ૨૦ જિનવર, ૨ ક્રોડ કેવળજ્ઞાની, ૨૦૦૦ ક્રોડ મુનિ વિચરે છે તે આ જ ચિત્રાનુસાર, પણ પ્રભુ માત્ર દરેક મહાવિદેહમાં ૪-૪ અને કેવલી ૪૦-૪૦ લાખ ને મુનિ ૪-૪ અબજ જોવાના જિનવરને સમવસરણ પર, કેવળીને સુવર્ણકમળ પર જોવા; ને મુનિ ધ્યાનમાં ખડા.

૦ 'જયઉ સામિઅ 'નુ ચિત્ર સામે છે તે મુજબ પાંચ તીર્થમાં ભગવાન જોવાના

### સુઅદેવયા-સ્તુતિ સૂત્ર

સુઅદેવયાભગવઈ નાણાવરણીઅ-કમ્મસંઘાયં ।
તેસિં ખવેઉ સયયં, જેસિં સુઅ-સાયરે ભત્તી ॥૧॥

* જેમની શ્રુતસાગર પર ભકિત છે, એમનાં જ્ઞાનાવરણીય કર્મોના સમૂહનો પૂજ્ય શ્રુત દેવતા સદા ક્ષય કરતી રહો

### ખિત્તદેવયા–સ્તુતિ સૂત્ર

જીસે ખિત્તે સાહૂ, દંસણ-નાણેહિં ચરણ-સહિએહિં ।
સાહંતિ મુક્ખમગ્ગં, સા દેવી હરઉ દુરિઆઈ ॥૧॥

* જેના ક્ષેત્રમા સાધુઓ ચારિત્ર સહિત દર્શન-જ્ઞાન દ્વારા મોક્ષ માર્ગની સાધના કરે છે એ દેવી વિઘ્નોને દૂર કરો

### કમલ–દલ૦ સ્તુતિ સૂત્ર

કમલ-દલ-વિપુલ-નયના કમલ-મુખી કમલ ગર્ભ-સમ ગૌરી
કમલે સ્થિતા ભગવતી, દદાતુ શ્રુત દેવતા સિદ્ધિમ્ ॥૧॥

* કમળ પત્ર જેવા વિશાલ નેત્રવાળી, કમળ સમાન મુખવાળી, કમળના મધ્યભાગ જેવી ગૌર અને કમળ ઉપર બેઠેલી પૂજ્ય શ્રુત દેવતા સિદ્ધિ આપો

### વરકનક૦ સૂત્ર

વર-કનક-શંખવિદ્રુમ-મરકતઘનસન્નિભં વિગતમોહં ।
સપ્તતિશતં જિનાનાં, સર્વામરપૂજિતં વંદે ॥૧॥

* શ્રેષ્ઠ સુવર્ણ-શંખ-પ્રવાલ-મરકતમણિ અને મેઘની સમાન (પીળા-સફેદ-લાલ-લીલા અને શ્યામ વર્ણવાળા), મોહરહિત અને સર્વ દેવોથી પૂજાયેલા ૧૭૦ જિનેન્દ્ર ભગવંતોને હું વંદના કરુ છુ


૧ ક્રોડ કેવળજ્ઞાન
૧૦૦૦ ક્રોડ મુનિ


जगचिंतामणि अवर विदेहि तित्थयरा
किंचि नाम तित्थं)(जावंति चेइयाइं)

'જગ ચિંતામણિ૦' સૂત્ર 'અવર વિદેહિં૦ સત્તા૦ પન૦ ગાથા

अवर विदेहे तित्थयरा,
चिहु दिसे विदिसे जं केवि ।
तीयाऽणागय संपइय वंदू जिण सव्वे वि ।

(અર્થ :-) 'અવર'=પૂર્વગાથોકત ૫ તીર્થજિન ઉપરાંત, 'વિદેહિ'=વિદેહ-મુકત અહીં સ્થાપનારૂપ, તીર્થંકરો જે કોઈ ચારે દિશામાં-ખૂણામાં 'તીયા૦' થયા હોય, થવાના હોય, ને વર્તમાનમાં હયાત હોય તે બધાય જિનવરોને હુ વંદન કરુ છું. ચોપડીઓમા 'વિદેહિ'નો અર્થ 'મહાવિદેહ'માં લખે છે, પણ તેથી ભરત-ઐરવતના બિંબ રહી જાય

(ચિત્ર સમજ:-)
અહીં ભૂત-ભવિષ્ય સર્વ કાળના જિનબિંબ જોવાના છે, માટે સામે ચિત્રમાં છે તેવા ભૂતભાવી અનંતા મધ્યલોક કલ્પના સામે લાવી એમાં ચારે દિશા-વિદિશામાં જિનમંદિરોમાં બિંબો જોવાના.

---

सत्ताणवइ सहस्सा लक्खा छप्पन अट्ठ कोडिओ
बत्तीस बासियाइं तिय लोए चेइए वंदे ॥

ત્રણ લોકમાં (રહેલા) ૮ ક્રોડ, ૫૬ લાખ, ૯૭ હજાર, ૩૨ સો, ૮૨ (કુલ ૮,૫૭,૦૦,૨૮૨) (શાશ્વત) મંદિરોને વંદન કરુ છુ

સત્તાણુવઈ૦, ગાથામાં ત્રિલોકવર્તી શાશ્વતા મંદિર ને 'પનરસ૦'માં શાશ્વતા બિંબ જોવાના આનું ચિત્ર પૃ. ૩૨ સામે સકલતીર્થ૦'ના ત્રિલોકના શાશ્વત ચૈત્યવાળા પૂર્વભાગ જેવુ.

पनरस कोडिसयाइं कोडिबायाल लक्ख अडवन्ना
छत्तीस सहस्स असीइं सासय बिम्बाइं पणमामि ।

૦ ૧૫૦૦ ક્રોડ, ૪૨ ક્રોડ, ૫૮ લાખ, ૩૬ હજાર, ૮૦ શાશ્વત બિંબોને હુ ભાવોલ્લાસથી નમસ્કાર કરુ છુ

---

## 'ઉવસગ્ગહર૦' સૂત્ર

(१) उवसग्गहरं पासं पासं वंदामि कम्मघणमुक्कं ।
विसहर विस-निन्नासं मंगल कल्लाण आवासं ॥
(२) विसहर फुलिंगमंतं कंठे धारेइ जो सया मणुओ ।
तस्स गह रोगमारी दुट्ठजरा जंति उवसामं ॥
(३) चिट्ठउ दूरे मंतो तुज्झ पणामो वि बहुफलो होइ ।
नर तिरिएसु वि जीवा पावंति न दुःख दोगच्चं ॥
(४) तुह सम्मत्ते लद्धे चिन्तामणि–कप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं जीवा अयरामरं ठाणं ॥
(५) इस संथुओ महायस ! भत्तिब्भर निब्भरेण हिअएण ।
ता देव दिज्ज बोहिं भवे भवे पास–जिणचंद ॥

અર્થ (૧) 'ઉવસગ્ગહર પાસં'= (i) ઉપસર્ગહર પાર્શ્વયક્ષ છે જેને (ii) ઉપસર્ગહર સામીપ્ય છે જેનુ, (iii) ઉપસર્ગ હરનારા તથા આશા-તૃષ્ણાથી રહિત એવા; કર્મસમૂહ (કર્મવાદળ)થી મુકાયેલા, સર્પના ઝેરનો નાશ કરનારા, તથા મંગળ અને કલ્યાણના આવાસભૂત શ્રી પાર્શ્વનાથ પ્રભુને હુ વંદન કરુ છુ

(૨) 'વિસહરફુલિંગ' મંત્ર જે મનુષ્ય હમેશા કંઠમા ધારણ (રટણ) કરે છે, તેના દુષ્ટ ગ્રહ, બાહ્ય આભ્યન્તર રોગ, મરકી (મારણ પ્રયોગ આક્રમણ), દુષ્ટ જ્વરવર્ગ ઉપશાન્ત થઈ જાય છે.

(૩) (હે પ્રભો !) આપનો મન્ત્ર તો દૂર રહો, (કિન્તુ) આપને કરેલ પ્રણામ પણ બહુ ફળદાયી બને છે (એથી) જીવો મનુષ્ય યા તિર્યંચ (ગતિ)ને વિષે દુઃખ તથા દુર્દશા નથી પામતા

(૪) ચિન્તામણિ અને કલ્પવૃક્ષથી પણ અધિક (સમર્થ) તારુ સમ્યગ્દર્શન પ્રાપ્ત થયે, જીવો જરામરણરહિત સ્થાન (મોક્ષ)ને નિર્વિઘ્ને પામી જાય છે

(૫) આ પ્રમાણે, હે મહાયશસ્વી પ્રભો !, બહુ ભક્તિથી ભરપૂર હૃદય બનાવી આપની સ્તુતિ કરી માટે હે દેવ! હે પાર્શ્વ જિનચંદ્ર! (મને) જનમ જનમમાં બોધિ (સમ્યક્ત્વથી માંડી વીતરાગતા સુધીનો જૈન ધર્મ) મને આપ

## પુક્ખરવર-દીવડ્ઢે (શ્રુતસ્તવ)૦ સૂત્ર

(૧) પુક્ખરવર-દીવડ્ઢે ધાયઇસંડે અ
જંબૂદીવે ય ।
ભરહેરવય-વિદેહે ધમ્માઇગરે નમંસામિ ॥

(૨) તમતિમિરપડલ-વિદ્ધંસણસ્સ
સુરગણનરિંદ-મહિયસ્સ ।
સીમાધરસ્સ વંદે પપ્ફોડિય મોહજાલસ્સ

---

(૩) જાઇ-જરા-મરણ-સોગ-પણાસણસ્સ
કલ્લાણ-પુક્ખલ-વિસાલ-સુહાવહસ્સ
કો દેવદાણવનરિંદગણચ્ચિઅસ્સ
ધમ્મસ્સ સારમુવલબ્ભ કરે પમાયં ॥

(૪) સિદ્ધે ભો ! પયઓ ણમો જિણમએ
ણંદી સયા સંજમે । દેવં નાગસુવન્ન-
કિન્નરગણસ્સબ્ભૂયભાવચ્ચિએ । લોગો
જત્થ પઇટ્ઠિઓ જગમિણં તેલુક્ક-
મચ્ચાસુરં । ધમ્મો વડ્ઢઉ સાસઓ
વિજયઓ ધમ્મુત્તરં વડ્ઢઉ ॥

(અર્થ :-) પુષ્કરવર દ્વીપના અર્ધભાગમાં ધાતકી ખંડમાં અને જમ્બૂદ્વીપમાં (રહેલ) ભરત-ઐરવત મહાવિદેહક્ષેત્રોમાં ધર્મ પ્રારભ કરનારા (તીર્થંકરદેવો)ને નમસ્કાર કરું છુ ૦ (૨) અજ્ઞાનાંધકારના સમૂહનું વિધ્વંસન કરનાર, દેવ (૪ નિકાય)ના સમૂહ અને રાજાઓથી પૂજિત, (તથા) મોહજાળને તોડી નાખનાર શ્રુત (આગમો)ને વદન કરું છુ,

જન્મ-જરા-મૃત્યુ અને શોકનો અત્યંત નાશ કરનાર, કલ્યાણ ('કલ્ય'=ભાવારોગ્યને 'આણ'=નિમન્ત્રક) રત્નમયી સ્વરૂપ, સપૂર્ણ ને વિસ્તૃત સુખ પમાડનાર (તથા) દેવ-દાનવ-નરેન્દ્રોના સમૂહથી પૂજિત શ્રુતધર્મની સારભૂતતા=આટલા સામર્થ્યને જાણી કોણ સુજ્ઞ શ્રુતારાધન-શ્રુતોક્તાચરણમા) પ્રમાદ કરે ?

હે (અતિશયજ્ઞાની! જુઓ કે આટલો સમય હુ) સિદ્ધમાં (અર્થાત્ સર્વનયવ્યાપિતાથી પ્રતિષ્ઠિત=નિશ્ચળ પાયાના, અથવા ત્રિકોટિ પરિશુદ્ધતાથી પ્રખ્યાત) જિનમત=જિનાગમમા હુ યથાશકિત પ્રયત્નશીલ છુ એ જિનાગમને મારી વદના છે, (જેનાથી મુખ્યપણે પ્રતિપાદિત, ને) વૈમાનિકદેવ-નાગકુમાર સુપર્ણકુમાર-કિન્નરાદિના સમૂહથી પૂજિત એવા સયમમા મારે 'સદા' 'નદી' સમૃદ્ધિ (વૃદ્ધિ) હો, જે જિનમતમાં 'લોક' અર્થાત્ (જેનાથી આલોકાય તે) પંચજ્ઞાન (પ્રતિષ્ઠિત આશ્રિત છે, અને) આ ત્રૈલોકય-મૃત્યુલોક-અસુરલોકાદિ સ્વરૂપ જગત્ પ્રતિષ્ઠિત (=પ્રતિપાદિત) છે (એવો) શ્રુતધર્મ (પરપ્રવાદી-પરવિકલ્પ ઉપર) વિજય દ્વારા હમેશા વધતો રહો (તે પણ) 'ધર્મોત્તર' અર્થાત્ ચારિત્રધર્મ પ્રધાન બને એ રીતે (અથવા ચારિત્રધર્મ પછી વિશેષતાએ) વધતો રહો. ('વડ્ઢઉ' પદ બે વાર હોઈ મોક્ષાર્થીજીવે પ્રતિદિન શ્રુતજ્ઞાન શ્રુતોપયોગ-વૃદ્ધિ કરવાનુ સૂચિત છે)

(ચિત્રસમજ —) સામે ચિત્ર નીચેથી ઉપર જોવાનુ છે સૌથી નીચે મુજબ ૧લી ગાથા બોલતાં પુષ્કરવર અર્ધદ્વીપ ધાતકીખડ અને જમ્બૂદ્વીપ દેખાય, એમાં ભરત-ઐરવત-મહાવિદેહ ક્ષેત્રમાં 'ધર્માદિકર'=શ્રુતધર્મ-તત્ત્વ-શાસ્ત્રબોધના પ્રારભક અનંત તીર્થંકરદેવ સમવસરણ પર દ્રષ્ટિમા આવે. એ પણ ગણધરને સર્વશ્રુતસગ્રહરૂપ ત્રિપદી આપતા દેખાય. (ચિત્રમાં એટલુ અધુરું છે) 'તમતિમિર,' ગાથા વખતે ચિત્રમાં નીચેથી બીજા આડા કોલમ મુજબ, ગાથાની ૪ લીટીથી ક્રમશ આગમથી અજ્ઞાનાંધકાર-નાશ, (૨) સુરગણ-નૃપથી કરાતી આગમ-પૂજા, (૩) 'સીમાધરને' અર્થાત્ સુવર્ણ કમલસ્થ ગણધરોના હૃદયમાં રહેલ આગમજ્ઞાન તથા આગમોને વંદના, અને (૪) મિથ્યાત્વાદિ મોહજાળની આગમથી તોડફોડ દ્રષ્ટિમા આવે 'જાઈજરા ગાથા વખતે, ચિત્રના નીચેથી ત્રીજા આડા કોલમ મુજબ, ગાથાની ૪ લીટીથી ક્રમશ. જન્મ-જરા-મરણ અને શોકની પીડાના દ્રશ્ય દેખાય, ૧ એનો શ્રુતથી નાશ દેખાય ૨ કલ્યાણ=ભાવારોગ્ય નિમત્રક દર્શન-જ્ઞાન-ચારિત્રના પ્રતીક મદિરાદિ દેખી એવા દર્શનાદિ કલ્યાણને સુઝાડનાર અનુત્તરવાસી દેવાદિના પુષ્કળ=સંપૂર્ણ વિસ્તૃત સુખ અને એના શ્રુતથી નિર્માણ દેખાય ૩ દેવ-દાનવ-નરેન્દ્રગણથી કરાતી શ્રુત પૂજા દેખાય, ૪ શ્રુતધર્મનો આટલો પ્રભાવ જાણી સુજ્ઞ મુનિઓનો એમા અપ્રમાદ (ઉદ્યમ) જોવાનો, ને જાત માટે અપ્રમાદની ભાવના કરવાની.

[ અનુસંધાન જુઓ પેજ ૪૧ ]

# સિદ્ધાણં બુદ્ધાણં૦ (સિદ્ધસ્તવ) ગાથા-૧. 'નાણંમિ' સૂત્ર

સિદ્ધાણં બુદ્ધાણં પારગયાણં પરંપરગયાણં ।
લોઅગ્ગમુવગયાણં નમો સયા સવ્વસિદ્ધાણં ॥૧॥

(અર્થ -) બાંધેલા (આઠ કર્મો)ને બાળી નાખ્યા છે જેમણે એવા, કેવલ્ય પ્રકાશવાળા, સંસારથી પાર ગયેલા, (ગુણ-સ્થાનક ક્રમ યા પૂર્વ સિદ્ધોની) પરંપરાએ પાર-પ્રાપ્ત, ૧૪ રાજલોકના અગ્રભાગને પ્રાપ્ત સર્વ સિદ્ધ ભગવતોને હુ હમેશા નમુ છુ

ચિત્રસમજ - ચિત્રમાના નીચેથી ઉપરના દૃશ્ય મુજબ, 'સિદ્ધાણ' આદિ પદ બોલતાં, અનત સિદ્ધ બુદ્ધ ક્રમશ ઉપર ઉપર દેખવાના 'સિદ્ધ'=સિતને યાને બાંધેલા ૮ કર્મોને ધમી બાળી નાખનાર તરીકે જોવા શુક્લધ્યાન-શૈલેશીથી કર્મ બળી બહાર નષ્ટ થતા દેખાય 'બુદ્ધ'=સર્વજ્ઞ, 'પારગત'=સસાર-સાગર પાર કરી ગયેલા, 'પરંપરગત'=ગુણસ્થાનકના ક્રમમા ઠેઠ અત વટાવી પૂર્વ સિદ્ધોની પરંપરામાં લાગુ થઈ ગયેલા, ને છેવટે 'લોકાગ્રે સિદ્ધશિલા પર પહોંચી' સર્વાર્થ સિદ્ધ કરી ચુકેલા દેખાય ત્યા સુધી નજર પહોંચી એટલે 'નમો સયા સવ્વસિદ્ધાણ' બોલતાં ત્યા રહેલા સર્વ સિદ્ધ ભગવાનના દરેકના ચરણે આપણુ મસ્તક અને અંજલિ લાગેલા દેખાય

## 'નાણંમિ૦' (અતિચાર આલોચનાર્થ) સૂત્ર

(૧) નાણંમિ દંસણંમિ अ, चरणंमि तवंमि तहय वीरियंमि ।
आयरणं आयारो इअ एसो पंचहा भणिओ ॥

(૨) काले विणए बहुमाणे, उवहाणे तह य अ–निण्हवणे ।
वंजण–अत्थ-तदुभए अट्ठविहो नाणमायारो ॥

(૩) निस्संकिय-निक्कंखिय निव्वितिगिच्छा अमूढदिट्ठी य ।
उववूह–थिरीकरणे वच्छल्ल पभावणे अट्ठ ॥

(૪) पणिहाण जोगजुत्तो पंचहि समिईहि तिहिं गुत्तीहिं ।
एस चरित्तायारो अट्ठविहो होइ नायव्वो ॥

(૫) बारसविहंमि वि तवे सब्भिंतर-बाहिरे कुसलदिट्ठे ।
अगिलाइ अणाजीवी नायव्वो सो तवायारो ॥

(૬) अणसण–मूणोयरिआ वित्तिसंखेवणं रसच्चाओ ।
कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥

(૭) पायच्छित्तं विणओ वेयावच्चं तहेव सज्जाओ ।
झाणं उस्सग्गो वि अ, अब्भिंतरओ तवो होइ ॥

(૮) अ-णिगुहिअ बलवीरिओ परक्कमइ जो जहुत्तमाउत्तो ।
जुंजइ अ जहाथामं, नायव्वो वीरियायारो ॥

(અર્થ (૧) જ્ઞાનમા, દર્શનમાં, ચારિત્રમાં, તપમા, તથા વીર્યમા પ્રવૃત્તિ એ આચાર છે એમ આ જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચાર એ પાચ પ્રકારે કહ્યો છે (૨) કાળ, વિનય, બહુમાન, ઉપધાન (યોગોદ્વહન તપ), (ગુરુ, જ્ઞાન, અને શાસ્ત્રનો) અપલાપ ન કરવો સૂત્ર, અર્થ, ને સૂત્રાર્થ સબધમા ૮ પ્રકારે જ્ઞાનાચાર છે (૩) જૈનમતમા નિ.શકતા, અન્ય મતની ઈચ્છા-આકર્ષણ નહિ, 'નિર્વિચિકિત્સા' ધર્મફળ સબધે મતિભ્રમ નહિ, 'અમૂઢદૃષ્ટિ'= મિથ્યાત્વની પૂજા-પ્રભાવના દેખી સત્ય જૈન માર્ગમા ચળવિચળતા નહિ, 'ઉપબૃંહણા' ધર્મીના ધર્મ અને ગુણની પ્રશસા પ્રોત્સાહન, ધર્મ-ગુણમા સ્થિરીકરણ, સાધર્મિક પર વાત્સલ્ય, ધર્મપ્રભાવના, આ આઠ દર્શનાચાર છે.

૦(ગાથા-૪) પ્રણિધાન (એકાગ્ર ઉપયોગ) અને સયમયોગોથી યુકત ચારિત્રાચાર ૫ સમિતિ અને ૩ ગુપ્તિદ્વારા ૮ પ્રકારે છે (ગા ૫) ૧૨ પ્રકારના જિનોકત-બાહ્ય-આભ્યંતર તપમા પણ ખેદ રહિત ને આજીવિકાના હેતુ વિના પ્રવૃત્તિ એ તપાચાર જાણવો ૦(ગા ૬) ૧ અનશન, ૨ ઊનોદરિકા, ૩ (ખાનપાનાદિ ભોગ્ય દ્રવ્યોમા) છૂટી મનોવૃત્તિને સકોચવી, ૪ ૫ કાયકષ્ટ અને ૬ કાયાદિનુ સંગોપન, એ બાહ્ય તપ છે ૦(ગા -૭) પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ (સેવા), તેમજ ધ્યાન અને કાયોત્સર્ગ એ આભ્યતર તપ છે (ગાથા-૮) બળ-વીર્ય (બાહ્ય-આભ્યન્તર' કાયબળ' મનોબળ) યથોકત (અર્થાત શાસ્ત્રોકત જ્ઞાનાચારાદિ)મા સાવધાન થઈ જે પરાક્રમ કરાય અને શકય બળ-વીર્ય લ જાણવો

## '.સિદ્ધાણં બુદ્ધાણં૦' માં ગાથા–૨ 'જો દેવાણ વિ૦' અને 'દેવસિઅં આલોઉ' સૂત્ર

**(गाथा–२) जो देवाण वि देवो, जं देवा पंजली नमंसंति । तं देवदेवमहियं सिरसा वंदे महावीरं ॥**

(અર્થ -) જે દેવોના પણ દેવ છે, જેમને અંજલિ જોડેલા દેવો નમસ્કાર કરે છે, એ ઈન્દ્રોથી પૂજયેલા મહાવીર સ્વામીને શિર નમાવી વંદના કરું છું અહીં 'દેવોના દેવ' એટલે (૧) દેવતાઓના પણ પૂજય નેતા, તો મનુષ્યોને પૂજય હોવાનું તો પૂછવું જ શું ? (૨) મિથ્યાદેવોથી ય ઊંચા સાચા મહાદેવ, દેવાધિદેવ

(ચિત્રસમજ :-) અહીં શ્રી મહાવીર પ્રભુને વંદના કરવી છે સામેના ચિત્ર મુજબ, એકેક લીટી બોલતા, તે તે દૃશ્ય કલ્પનાથી નજર સામે લાવવાનું (૧) 'જો દેવાણ૦' વખતે, સામે દૂરમા આપણી ડાબી બાજુથી ગુણગાન-નમન કરતા જઘન્યથી ક્રોડ દેવોના મોખરે નેતા શ્રી મહાવીર પ્રભુ આવી રહ્યા દેખવાના (૨) 'જં દેવા૦' વખતે, સામે દૂર આકાશમાં આપણી જમણી બાજુથી હાથ જોડી નમસ્કાર કરતા દેવ ઊતરી રહ્યા દેખાય (૩) 'તં દેવદેવ૦' વખતે પ્રભુની બે બાજુ ચામર ઢાળતા ઈદ્રથી પ્રભુ પૂજાતા દેખાય (૪) 'સિરસા૦' વખતે આવા મહાવીર પ્રભુને જોતાં એમના ચરણે આપણે માથુ નમાવી વંદન કરીએ (ચિત્રમા પદોના અર્થ પૂરતું બતાવ્યુ છે, પણ આપણે પ્રભુની પાછળ હજારો સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાનો પરિવાર, આગળ ઊંચો ધર્મધ્વજ, તથા 'નમુત્થુણં. ભગવતાણં' પદચિત્ર (પૃ૦-૧૧) મુજબ ઊંચે દેવદુંદભિ, પંખી પ્રદક્ષિણા, નીચે ઝાડ નમતા, વગેરે જોવાનું

### 'દેવસિઅં' આલોઉ સૂત્ર

**इच्छाकारेण संदिसह भगवन् देवसिअं आलोउं ? इच्छं, आलोएमि**

**काइओ–वाइओ–माणसिओ** — જે મેં દિવસ સંબંધી અતિચાર-દોષ સમૂહ સેવ્યો,

**उस्सुत्तो-उम्मग्गो** — કાયિક-વાચિક-માનસિક, ઉત્સૂત્ર ઉન્માર્ગ,

**अकप्पो-अकरणिज्जो** — અકલ્પ્ય-અકરણીય

**दुज्झाओ-दुव्विचिंतिओ** — દુર્ધ્યાનરૂપ-દુશ્ચિંતનરૂપ-

**अणायारो-अणिच्छिअव्वो** — અનાચારરૂપ-અનિચ્છનીય

**अ–सावगपाउग्गो** — શ્રાવકને માટે સર્વથા અનુચિત જ્ઞાનના

**नाणे-दंसणे-चरित्ताचरित्ते** — વિષયમા, દર્શનના૦, દેશવિરતિના૦,

**सुए–सामाइए** — શ્રુત (મત્યાદિજ્ઞાન-)ના૦, સામાયિક (સમ્યકત્વ સામા ચારિત્રસામા૦) ના વિષયમાં (જે કોઈ અતિચાર કર્યો)

**तिण्हं गुत्तीणं** / **चउण्हं कसायाणं** / **पंचण्ह–मणुव्वयाणं** / **तिण्हं गुणव्वयाणं** / **चउण्हं सिक्खावयाणं** / **बारसविहस्स** / **सावगधम्मस्स** / **जं खंडियं जं विराहियं** / **तस्स मिच्छा मि दुक्कडं**

૩ ગુપ્તિઓનુ ૪ કષાયોનુ
૫ અણુવ્રતોનુ ૩ ગુણવ્રતોનુ
૪ શિક્ષાવ્રતોનું
૧૨ પ્રકારના શ્રાવકધર્મનુ જે અંશે ખંડ્યું જે સર્વથા વિરાધ્યુ
તત્સંબંધી મારું દુષ્કૃત મિથ્યા થાઓ

(સમજ :-) આ સૂત્રમાં 'દેવસિઅં' 'દેવસિઓ' સાંજના પ્રતિક્રમણ માટે છે. સવાર માટે 'રાઈઅં' 'રાઈઓ', બોલાય. અતિચાર પદો બોલતાં દિવસે રાત્રે સેવેલા દોષ મનમા લાવવાના. અતિચારોના બે વિભાગ છે, (૧) 'જો મે દેવસિઓ'થી 'સુએ સામાઈએ' સુધી. (૨) 'તિણ્હ ગુત્તીણં'થી 'જં વિરાહિઅં' સુધી આ બંનેનો સંબંધ 'તસ્સ મિચ્છા મિ દુક્કડં' સાથે છે.

અર્થાત્ (૧) જે મે દૈવસિક અતિચાર કાયિક શ્રુત-સામાયિક સંબંધી કર્યા અને (૨) ચારિત્રસામાયિકમાં ત્રણ ગુપ્તિનું.. શ્રાવક ધર્મનું જે કાંઈ ખંડ્યું વિરાધ્યું, તસ્સ મિચ્છામિ દુક્કડં' તત્સંબંધી મારુ દુષ્કૃત મિથ્યા થાઓ, એની મને ઘૃણા સંતાપ થાય છે. આમા પણ ૧લા વિભાગમા છેડે 'નાણે દંસણે.' એ પાંચ પદ છે એના દરેકની સાથે (અર્થાત્ જ્ઞાન સાથે દર્શન સાથે )'કાયિક-વાચિક-માનસિક ઉત્સૂત્ર ઉન્માર્ગ વગેરે ઠેઠ અસાવગપાઉગ્ગો સુધીના બધા અતિચાર પદ જોડી દરેકના આ અતિચારો સ્મરીને એનો મિથ્યા દુષ્કૃત દેવાનો છે.


जो देवाण वि देवो
जं देवा पंजलिं
नमंसंति।
तं देवदेव-महियं
सिरसा वंदे महावीरं



इक्कंवि नमुक्कारो

जिणवरवसहस्स वद्धमाणस्स

## 'સિદ્ધાણં૦' ગાથા–૩. 'ઈક્કો વિ૦' અને 'સાતલાખ૦' સૂત્રો

इक्को वि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स । संसारसागराओ, तारेइ नरं व नारिं वा ।।

(અર્થ -) જિનવર (કેવળજ્ઞાનીઓ) મા પ્રધાન વર્ધમાન સ્વામીને (કરેલ) એક પણ (સામર્થ્યયોગનો) નમસ્કાર નર યા નારીને સંસારસાગરથી તારી દે છે

(ચિત્રસમજ -) આ ગાથા બોલતા, ચિત્ર મુજબ નીચે સુવર્ણકમળ પર કેવળજ્ઞાની મહર્ષિઓને 'જિનવર' તરીકે દેખવાના ('જિન' =રાગદ્વેષને જિતનાર અવધિજ્ઞાની વગેરે, એમા 'વર'=શ્રેષ્ઠ, તે કેવળજ્ઞાની) એમના ઉપર જિનવર-વૃષભ (શ્રેષ્ઠ પ્રધાન) મહાવીર સ્વામીને અષ્ટપ્રાતિહાર્ય યુકત અને દેવ-દેવેન્દ્રથી પૂજાતા તથા પાછળ હજારો નમસ્કાર કરતા ક્ષપકશ્રેણી-કેવળજ્ઞાન પામવા દ્વારા ઉંચે મોક્ષ પામેલા દેખાય.

નમસ્કારાદિ કોઈ પણ સાધનાનો ધર્મયોગ ત્રણ કક્ષાનો હોય. (૧) પહેલો ઈચ્છાયોગની કક્ષાનો, જેમા નમસ્કારાદિ નિરાશસભાવે કરવાની માત્ર ઈચ્છા બળવાન હોય, બાકી સાધના વિધિવિધાનમા કાળાદિની ખામીવાળી અને નિદ્રા-વિકથાદિ પ્રમાદવાળી ચાલતી હોય. (૨) બીજી કક્ષાનો યોગ 'શાસ્ત્રયોગ' છે એમા ચારિત્રભાવ સાથે તીવ્ર શ્રદ્ધા-સંવેદન હોય અને બરાબર શાસ્ત્રોકત વિધિવિધાનનું પાલન તથા અ-પ્રમાદ હોય (૩) ત્રીજી કક્ષા સામર્થ્યયોગની,-એમાં ૮મા ગુણસ્થાનકનું અપૂર્વ સામર્થ્ય પ્રગટી અપૂર્વ સ્થિતિઘાતાદિ પાચ અપૂર્વકરણ કરવામા આવે એથી અવશ્ય અતર્મુહુર્તમા ક્ષપકશ્રેણિ માંડી ઘાતીકર્મ નાશ કરી કેવળજ્ઞાન પમાય માટે અહીં આવા સામર્થ્યયોગની કક્ષાના એક નમસ્કારને તારનારો કહ્યો

### 'સાતલાખ૦'

सात लाख पृथ्वीकाय
" " अपकाय
" " तेउकाय
" " वाउकाय
दस लाख प्रत्येक
वनस्पतिकाय
चौद लाख साधारण
वनस्पतिकाय
बे लाख बेइन्द्रिय
" " तेइन्द्रिय
" " चऊरिन्द्रिय
चार लाख देवता
" " नारकी
" " तिर्यंच पंचेन्द्रिय

चौद लाख मनुष्य
एवंकारे चोराशी लाख
जीवयोनिमांहि माहरे
जीवे जे कोइ जीव
हण्यो होय, हणाव्यो
होय, हणतां प्रत्ये अनु-
मोद्यो होय ते सवि हु
मन–वचन – कायाए
करी मिच्छामि दुक्कडं ।

### પહેલે પ્રાણાતિપાત૦ (૧૮ પાપસ્થાનક૦) સૂત્ર

पहेले प्राणातिपात
बीजे मृषावाद
त्रीजे अदत्तादान
चोथे मैथुन
पांचमे परिग्रह
छट्ठे क्रोध
सातमे मान
आठमे माया
नवमे लोभ
दसमे राग

अगियारमे द्वेष
बारमे कलह
तेरमे अभ्याख्यान
चौदमे पैशुन्य
पंदरमे रति-अरति
सोलमे पर–परिवाद
सत्तरमे
माया मृषावाद
अढारमे
मिथ्यात्वशल्य

ए अढार पापस्थानकमांहे मारे जीवे जे कोइ पाप सेव्युं होय, सेवराव्युं होय, सेवतां प्रत्ये अनुमोद्युं होय ते सवि हु मनवचन कायाए करी मिच्छामि दुक्कडं ।

# 'સિદ્ધાણં૦' સૂત્ર ગાથા-૪ (નેમિસ્તુતિ) અને 'ભરહેસર સજ્ઝાય' સૂત્ર

उज्जिंतसेल-सिहरे दिक्खा-नाणं निसीहिया जस्स ।
तं धम्मचक्कवट्टिं अरिट्ठनेमिं नमंसामि ॥४॥

(અર્થ —)ગીરનાર પર્વતના શિખર ઉપર જેમની દીક્ષા કેવળજ્ઞાન અને મોક્ષ થયા, તે ધર્મચક્રવર્તી શ્રી નેમનાથ સ્વામીને હું નમસ્કાર કરુ છૂ.

(ચિત્રસમજ -) અહીં ચિત્રાનુસાર, આપણે આ ગાથા બોલતા ગીરનાર પર્વત પરના વિશાળ સહસ્ત્રામ્ર વનમા શ્રી નેમનાથ પ્રભુના દીક્ષા-કેવળજ્ઞાન-મોક્ષ એ ત્રણ કલ્યાણક પ્રસગ કલ્પનાથી નજર સામે લાવવાના એ એકી સાથે જોવા છે માટે વનમા ત્રણ કોલમ પાડવાના

(૧) પહેલામા પ્રભુ કેશલોચ કરતા અને આગળ જાવજ્જીવના સામાયિકની ભીષ્મ પ્રતિજ્ઞા કરતા દેખાય (૨) બીજામા ગોદોહિકા આસને શુક્લધ્યાનથી કેવળજ્ઞાન પામતા અને આગળ સમવસરણ પર બિરાજેલા દેખાય (૩) ત્રીજામા નિર્વાણ પામેલા પ્રભુનો આભૂષણે અલકૃત દેહ દેવોથી અગ્નિ-સસ્કાર પામતો દેખાય. (ચિત્રમા પ્રભુને મુખ્ય દેખાડવા આકૃતિ મોટી દેખાડ્યાથી બીજુ ઓછુ દેખાડ્યું છે પરતુ આપણે, લોચ દશ્ય આગળ સામાયિક પ્રતિજ્ઞા દશ્ય, ત્યા ક્રોડો દેવો મનુષ્યો, પાસે શિબિકામા ઝગમગતા ઝવેરાતના આભૂષણ, દેવવાજિંત્રોના નાદ વગેરે જોવાનુ. સમવસરણની પાછળ ધ્યાનસ્થ પ્રભુ જોવાના અને સમવ૦ પર ૧૨ પર્ષદા આદિ તથા અગ્નિસસ્કારની પાછળ ધ્યાનસ્થ, પ્રભુની આત્મજ્યોતિ મોક્ષમાં જતી જોવાની, ક્રોડો દેવોને નાથ વિહુણા બનવાથી શોકમગ્ન બનેલા જોવાના

---

**ભ**

भरहेसर बाहुबली, अभयकुमारो अ ढंढणकुमारो, सिरिओ अणिआउत्तो, अइमुत्तो नागदत्तो अ ॥१॥
मेअज्ज थूलभद्दो, वयररिसी नंदिसेण सीहगिरि, कयवन्नो अ सुकोसल, पुंडरिओ केसि करकंडू ॥२॥

**र**

हल्ल विहल्ल सुदंसण, साल महासाल सालिभद्दो अ, भद्दो, दसण्ण भद्दो, पसण्ण चंदो अ जसभद्दो ॥३॥
जंबुपहू वंकचूलो गयसुकुमालो अवंतिसुकुमालो, धन्नो इलाइपुत्तो, चिलाइपुत्तो अ बाहुमुणी ॥४॥

**हे**

अज्जगिरि अज्जरक्खिय, अज्जसुहत्थी उदायगो मणगो, कालयसूरि संबो, पज्जुण्णो मूलदेवो अ ॥५॥
पभवो विण्हुकुमारो, अद्दकुमारो दढप्पहारी अ, सिज्जंस कूरगडू अ सिज्जंभव मेहकुमारो अ ॥६॥

**स**

एमाइ महासत्ता, दिंतु सुहं गुणगणेहिं संजुत्ता, जेसिं नामग्गहणे, पावपबंधा विलयं जंति ॥७॥
सुलसा चंदनबाला, मणोरमा मयणरेहा दमयंती, नमयासुंदरी सीया, नंदा भद्दा सुभद्दा य ॥८॥

**र**

राइमई रिसिदत्ता, पउमावई अंजणा सिरिदेवी, जिट्ठ सुजिट्ठ मिगावइ, पभावई, चिल्लणादेवी ॥९॥

**सू**

बंभी सुंदरी रूप्पिणी, रेवइ कुंती सिवा जयंती य, देवइ दोवइ धारणी, कलावई पुप्फचूला य ॥१०॥
पउमावइ य गोरी, गंधारी लक्खमणा सुसीमाय: जंबुवई सच्चभामा, रूप्पिणि कण्हट्ठमहिसीओ ॥११॥

**त्र**

जक्खा य जक्खदिन्ना, भूआ तह चेव भूअदिन्ना य, सेणा वेणा रेणा, भइणीओ थूलभद्दस्स ॥१२॥
इच्चाई महासइओ, जयंति अकलंक-सीलकलिआओ, अज्ज वि वज्जइ जासिं, जसपडहो तिहुअणे सयले ॥१३॥

## સિદ્ધાણં૦' ગાથા-૫ (અષ્ટાપદ સ્તુતિ)

| | |
|---|---|
| चत्तारि-अट्ठ-दस-दोय वंदिया जिणवरा चउवीसं परमट्ठ निट्ठियट्ठा सिद्धा सिद्धिं मम दिसन्तु॥५॥ | (અર્થ - અષ્ટાપદે ચારે દિશામા ક્રમશ.) ૪-૮-૧૦-૨ જિનેશ્વરો વદન કરાયા, જેમને પરમાર્થથી (વાસ્તવમાં) ઈષ્ટપૂર્ણ થઈ ગયા છે એવા સિદ્ધો મને મોક્ષ આપો |

(ચિત્રસમજ-) અહીં ચિત્રાનુસાર, અષ્ટાપદ પર્વત ઉપર મોટુ ચોમુખ સુવર્ણમદિર નજરે આવે એમા ચારે દિશામાં ૨૪ ભગવાનની પોત પોતાની શરીર ઊંચાઈ જેટલી ક્રમશ ૪-૮-૧૦-૨- રત્નમય મૂર્તિઓ છે એમને આપણે વદન કરીએ. પછી આપણે ઉંચે સિદ્ધશિલા પર દૃષ્ટિ નાખી કૃતકૃત્ય સિદ્ધાર્થ થઈ ગયેલા આ ૨૪ પ્રભુ અને બીજા સિદ્ધોને હાથ જોડી પ્રાર્થના કરવાની કે આપણને મોક્ષ આપે આમને વાસ્તવમા હવે કશુ ઈષ્ટ સાધવાનુ બાકી નથી બધું સિદ્ધ થઈ તૃપ્ત થઈ બેઠા છે નમન-વંદન કરતા આપણે દરેક પ્રભુને ચરણે આપણુ મસ્તક નમેલુ દેખવાનુ

## 'વેયાવચ્ચગરાણં૦' સૂત્ર

| | |
|---|---|
| वेयावच्चगराणं संतिगराणं सम्मदिट्ठि-समाहि-गराणं करेमि काउस्सग्गं (अन्नत्थ०) | (અર્થ -) વેયાવચ્ચ કરનાર શાંતિ કરનાર અને સમ્યગ્દષ્ટિને સમાધિ કરનારના નિમિત્તે કાઉસ્સગ્ગ કરુ છુ |

(સમજ .-) આ કાઉસ્સગ્ગનુ તાત્પર્ય આ છે કે આથી કાઉસ્સગ્ગ કરનારને એક એવું શુભ ઉત્પન્ન થાય છે કે જે દેવતાને વેયાવચ્ચ-શાતિ-સમાધિ કરવા પ્રેરે છે, (જેમકે આપણુ યશનામકર્મ બીજાને આપણા યશ ગાવા પ્રેરે) નહિતર આ કાયોત્સર્ગ કરવાનું કોઈ ફળ ન રહે, કેમકે એથી કાઈ બધા દેવોને સીધો વેયાવચ્ચ આદિનો ઉપયોગ (વિચાર) આવે એવો નિયમ નથી એ તો માનવુ જ પડે કે કાયોત્સર્ગથી તો સીધુ આપણને શુભ ઉત્પન્ન થાય, પછી એ કામ કરે 'લલિત-વિસ્તરા' શાસ્ત્રમાં કહ્યુ છે કે આવુ શુભ ઉત્પન્ન થવામાં આ સૂત્ર જ પ્રમાણ છે સૂત્ર બોલતા આપણે આ ઉદ્દેશ રાખવાનો કે કાયોત્સર્ગથી વેયાવચ્ચી દેવોને વેયાવચ્ચ આદિનો ભાગ જાગો

('જયવીયરાય'સૂત્રનુ પૃ ૨૬થી ચાલુ)

પ્રભુ દેખવાના એમની ચરણસેવા માગવાની *(૧૦ થી ૧૩) 'ચિત્રમાં કહે છે નીચે બતાવ્યા મુજબ પ્રભુને પ્રણામથી 'દુક્ખ-ક્ખઓ'માં ભાવદુઃખો ઈર્ષ્યા-દીનતા, ગર્વ, ચિતા, મનને ઓછુ આવવુ, કામ-ક્રોધ-લોભ વગેરે જોઈ એનો ક્ષય ઈચ્છવાનો ૦(૧૧) 'કમ્મક્ખઓ'મા કર્મનિર્જરાકારી બાહ્ય-આભ્યન્તર તપ સાધના અને ગજસુકુમાર-ખધકમુનિ- આદિની જેમ ઉપસર્ગ-પરીસહસહન જોઈ એની આશસા કરવાની (૧૨) 'સમાહિમરણ'મા અતિમ અવસ્થા અને એમાં પરમેષ્ઠી-ધ્યાન સર્વ-મૈત્રી આદિ યુકત ચિત્તસમાધિ સાથે મરણ દેખાય, એવુ સમાધિમરણ માગવાનુ (૧૩) 'બોહિલાભો'માં પરભવે બોધિલાભ યાને સમ્યગ્દર્શન શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર સ્વરૂપ જૈનધર્મ જોવાનો, એની ઉત્કટ અભિલાષા કરવાની પૃ ૨૬ની સામે ચિત્રમાં આ ૧૩ માગણી-આશસાના પ્રતીક-પ્રસગ આપ્યા છે તે મુજબ નજર સામે લાવી એમાથી અપ્રશસ્તની અનિચ્છા અને પ્રશસ્તની આશંસા કરવાની

* 'સર્વ મંગલ૦' ગાથા વખતે ચિત્રમાં વચ્ચે પ્રભુની નીચે બતાવ્યા મુજબ ચતુર્વિધ સઘ, પરમાત્મા, જિન-મદિર-જિનાગમ અને દર્શન જ્ઞાનચારિત્રસ્વરૂપ જૈન શાસન જોવાનુ, ને 'અહો! એ સર્વમંગળમાં માગલ્ય પૂરનારુ, સર્વકલ્યાણનુ કારણ, સર્વધર્મોમા પ્રધાન જૈનશાસન કેવુ જયવતુ !' એમ આલ્હાદ અનુભવવાનો.

# જય વીયરાય૦ (પ્રણિધાન) સૂત્ર

(सूत्र:–)

(१) जय वीयराय जगगुरू! होउ ममं तुह पभावओ भयवं।
[1]भवनिव्वेओ [2]मग्गाणुसारिआ [3]इट्ठ-फल-सिद्धी ॥

(२) [4]लोगविरुद्धच्चाओ [5]गुरुजणपूआ [6]परत्थ करणं च [7]सुहगुरुजोगो [8]तव्वयणसेवणा आभवमखंडा ॥

(३) वारिज्जइ जइ वि नियाण-बंधणं वीयराय! तुह समये।
तइ वि मम हुज्ज [9]सेवा भवे भवे तुम्ह चलणाणं।

(४) [10]दुक्खक्खओ [11]कम्मक्खओ [12]समाहि-मरणं च [13]बोहिलाभो अ।
संपज्जउ मह एयं तुह णाह! पणाम-करणेणं।

(५) सर्वमंगलमांगल्यं सर्वकल्याणकारणं।
प्रधानं सर्वधर्माणां जैनं जयति शासनम्।

(૧-૨) હે વીતરાગ! હે જગદ્‌ગુરૂ! (મારા આત્મામાં) તમારો જય હો. હે ભગવાન! તમારા (અચિન્ત્ય) પ્રભાવથી મને ૧સંસાર પ્રત્યે વૈરાગ્ય હો, ૨તત્ત્વાનુસારિતા હો,(૩ધર્મારાધન સ્વસ્થતાથી ચાલે એવી) ઇષ્ટ ફળની સિદ્ધિ હો, ૪લોકસંક્લેશકારી લોકવિરુદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ હો, (૫માતા-પિતાદિ) પૂજ્યજનોની આદર સેવા હો, ૬પરહિતકરણ (પરોપકાર) હો;

૭સચ્ચારિત્રસંપન્ન ગુરુનો યોગ હો, ૮એમની આજ્ઞાનું પાલન હો આ સંસાર-પર્યંત હો.

(૩) હે વીતરાગ! જો કે આપના આગમમાં નિયાણા (આશંસા) કરવાની મનાઈ કરેલી છે, તો પણ (આ મારી આશંસા છે કે) ૯ જનમ જનમ મને આપના ચરણોની સેવા હો

(૪) હે નાથ! આપને પ્રણામ કરવાથી મારે ૧૦દુઃખક્ષય ૧૧કર્મક્ષય, ૧૨સમાધિમરણ, ને ૧૩ બોધિલાભ પ્રાપ્ત હો.

(૫) સર્વમંગળોની મંગળતારૂપ, સમસ્ત કલ્યાણોનુ કારણ, (ને) સકલ ધર્મોમાં શ્રેષ્ઠ જૈન શાસન જયવંતુ છે

ચિત્રસમજ- ચિત્રમાં મથાળે વચમાં બતાવ્યા મુજબ, આ સૂત્ર બોલતાં, પ્રભુ સામે દેખાય અને આપણે લલાટે અંજલિ લગાડી પ્રભુના પ્રભાવે 'આ ૧૩ વસ્તુ મારે જોઈએ, એવી ઉત્કટ અભિલાષા (આશંસા) કરવાની * (૧) 'ભવનિવ્વેઓ'મા ચિત્રમાં પહેલા કોલમમાં બતાવ્યા મુજબ દેવમાનવનો સુખમય સંસાર સામે દેખાય; એ પણ જન્મમૃત્યુની વિટંબણાથી અકારો લાગો એવી આશંસા કરવાની * (૨) 'મગ્ગાણુસારિયા' = તત્ત્વાનુસારિતામાં કલહ-નિર્દયતા-અ-નીતિ-ઈર્ષ્યાદિ ઉન્માર્ગ અને તત્વહીન વાતોનો રસ મૂકી મૈત્રી-દયાદાન-નીતિ-શુભેચ્છાદિ તથા તત્વવાળી વાતનો રસ ઈચ્છવાનો * (૩) 'ઈટ્ઠફલ-સિદ્ધિ'મા જેથી શાંતિથી દેવદર્શનાદિ આરાધના થાય એવી ચિત્તસમાધિને પ્રેરક આજીવિકા-તીવ્રવેદનાની શાંતિ આદિ ઈષ્ટફળ ઈચ્છાય છે. * (૪) ચિત્રમાં પ્રભુની પાછળના કોલમમા છે તેમ 'લોગવિરુદ્ધચ્ચાઓ'મા જુગાર-ખરકર્મ-મશ્કરી આદિ (લોક-વિરુદ્ધ) લોકને સંક્લેશકારી પ્રવૃત્તિનો ત્યાગ ઈચ્છવાનો * (૫) 'ગુરુજણપૂઆ'મા પૂજ્ય માતાપિતાદિને વિદ્યાગુરુ-ધર્મ-ગુરુના આદર સહિત વિનય-સેવા-આજ્ઞાસ્વીકાર સામે દેખાય; એ ઈચ્છવાના * (૬) 'પરત્થકરણ'મા દાન-ધર્મસ્થાનનિર્માણ-સેવા-હિતોપદેશ-પરદુઃખનિવારણ આદિ પરોપકાર સામે દેખાય, એ ઝંખવાનો * (૭) 'સુહગુરુજોગો'માં કંચન-કામિનીના ત્યાગી પંચમહાવ્રતધારી સચ્ચારિત્રીગુરુમુનિ મન સામે આવે, એમનો યોગ ઝંખવાનો * (૮) 'તવ્વયણસેવા'માં ગુરુ-ઉપદેશશ્રવણ-ઉપાસના અને ગુરુકથિતદયા ક્ષમાદિસદ્‌ગુણ દાન-શીલ-તપ-સામાયિક સંયમ જિનભક્તિ-સાધુસેવાદિ નજર સામે આવે, એની આશંસા કરવાની આ આઠે ય સંસારપર્યંત ઈચ્છવાના * (૯) ચિત્રમાં વચ્ચેના કોલમમાં નીચે બતાવ્યા પ્રમાણે, 'વારિજ્જઈ૦' ગાથાથી આંખ મીંચી હવે પછીના ભવોના કુંડાળાઓમાં

(અનુસંધાન જુઓ પાનુ ૨૫)

# જય વીયરાય० (પ્રણિધાન) સૂત્ર

(सूत्र:–)

(१) जय वीयराय जगगुरू! होउ ममं तुह पभावओ भयवं।
[1]भवनिव्वेओ [2]मग्गाणुसारिआ [3]इट्ठ-फल-सिद्धी ॥

(२) [4]लोगविरुद्धच्चाओ [5]गुरुजणपूआ [6]परत्थ करणं च [7]सुहगुरुजोगो [8]तव्वयणसेवणा आभवमखंडा ॥

(३) वारिज्जइ जइ वि नियाण-बंधणं वीयराय! तुह समये।
तइ वि मम हुज्ज [9]सेवा भवे भवे तुम्ह चलणाणं।

(४) [10]दुक्खक्खओ [11]कम्मक्खओ [12]समाहि-मरणं च [13]बोहिलाभो अ।
संपज्जउ मह एयं तुह णाहं! पणाम-करणेणं।

(५) सर्वमंगलमांगल्यं सर्वकल्याणकारणं।
प्रधानं सर्वधर्माणां जैनं जयति शासनम्।

(૧-૨) હે વીતરાગ! હે જગદ્ગુરૂ! (મારા આત્મામાં) તમારો જય હો. હે ભગવાન! તમારા (અચિન્ત્ય) પ્રભાવથી મને ૧સંસાર પ્રત્યે વૈરાગ્ય હો, ૨તત્ત્વાનુસારિતા હો,(૩ધર્મારાધન સ્વસ્થતાથી ચાલે એવી) ઈષ્ટ ફળની સિદ્ધિ હો, ૪લોકસંકલેશકારી લોકવિરૂદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ હો, (૫માતાપિતાદિ) પૂજ્યજનોની સાદર સેવા હો, ૬પરહિતકરણ (પરોપકાર) હો,

૭સચ્ચારિત્રસંપન્ન ગુરુનો યોગ હો, ૮એમની આજ્ઞાનુ પાલન હો આ સંસાર-પર્યંત હો

(૩) હે વીતરાગ! જો કે આપના આગમમાં નિયાણા (આશંસા) કરવાની મનાઈ કરેલી છે, તો પણ (આ મારી આશંસા છે કે) ૯ જનમ જનમ મને આપના ચરણોની સેવા હો

(૪) હે નાથ! આપને પ્રણામ કરવાથી મારે ૧૦દુઃખક્ષય ૧૧કર્મક્ષય, ૧૨સમાધિમરણ, ને ૧૩ બોધિલાભ પ્રાપ્ત હો

(૫) સર્વમંગળોની મંગળતારૂપ, સમસ્ત કલ્યાણોનું કારણ, (ને) સકલ ધર્મોમાં શ્રેષ્ઠ જૈન શાસન જયવંતુ છે

ચિત્રસમજ- ચિત્રમા મથાળે વચમા બતાવ્યા મુજબ, આ સૂત્ર બોલતા, પ્રભુ સામે દેખાય અને આપણે લલાટે અંજલિ લગાડી પ્રભુના પ્રભાવે 'આ ૧૩ વસ્તુ મારે જોઈએ, એવી ઉત્કટ અભિલાષા (આશંસા) કરવાની * (૧) 'ભવનિવ્વેઓ'મા ચિત્રમા પહેલા કોલમમાં બતાવ્યા મુજબ દેવમાનવનો સુખમય સંસાર સામે દેખાય, એ પણ જન્મમૃત્યુની વિટંબણાથી અકારો લાગો એવી આશંસા કરવાની * (૨) 'મગ્ગાણુસારિયા' = તત્ત્વાનુસારિતામાં કલહ-નિર્દયતા-અનીતિ-ઈર્ષ્યાદિ ઉન્માર્ગ અને તત્વહીન વાતોનો રસ મૂકી મૈત્રી-દયાદાન-નીતિ-શુભેચ્છાદિ તથા તત્વવાળી વાતનો રસ ઈચ્છવાનો * (૩) 'ઈટ્ઠફલ-સિદ્ધિ'માં જેથી શાંતિથી દેવદર્શનાદિ આરાધના થાય એવી ચિત્તસમાધિને પ્રેરક આજીવિકા-તીવ્રવેદનાની શાંતિ આદિ ઈષ્ટફળ ઈચ્છાય છે * (૪) ચિત્રમા પ્રભુની પાછળના કોલમમાં છે તેમ 'લોગવિરુદ્ધચ્ચાઓ'માં જુગાર-ખરકર્મ-મશ્કરી આદિ (લોક-વિરુદ્ધ) લોકને સંકલેશકારી પ્રવૃત્તિનો ત્યાગ ઈચ્છવાનો * (૫) 'ગુરુજણપૂઆ'માં પૂજ્ય માતાપિતાદિને વિદ્યાગુરુ-ધર્મ-ગુરુના આદર સહિત વિનય-સેવા-આજ્ઞાસ્વીકાર સામે દેખાય, એ ઈચ્છવાના * (૬) 'પરત્થકરણ'માં દાન-ધર્મસ્થાનનિર્માણ-સેવા-હિતોપદેશ-પરદુઃખનિવારણ આદિ પરોપકાર સામે દેખાય, એ ઝંખવાનો * (૭) 'સુહગુરુજોગો'માં કંચન-કામિનીના ત્યાગી પંચમહાવ્રતધારી સચ્ચારિત્રીગુરુમુનિ મન સામે આવે, એમનો યોગ ઝંખવાનો * (૮) 'તવ્વયણસેવા'માં ગુરુ-ઉપ-દેશશ્રવણ-ઉપાસના અને ગુરુકથિતદયા ક્ષમાદિસદ્ગુણ દાન-શીલ-તપ-સામાયિક-સંયમ જિનભક્તિ-સાધુસેવાદિ નજર સામે આવે, એની આશંસા કરવાની આ આકે ય સંસારપર્યંત ઈચ્છવાના. * (૯) ચિત્રમાં વચ્ચેના કોલમમા નીચે બતાવ્યા પ્રમાણે, 'વારિજ્જઈ૦' ગાથાથી આંખ મીંચી હવે પછીના ભવોના કુંડાળાઓમાં

(અનુસંધાન જુઓ પાનુ ૨૫)

# વાંદણા (બૃહદ્ ગુરુવંદન) સૂત્ર અને વિવિધ મુદ્રાઓ

સૂત્રઃ-)

इच्छामि खमासमणो वंदिउं
जावणिज्जाए निसीहियाए
अणुजाणह मे मिउग्गहं
निसीहि
अ..हो, का..यं, का..य
संफासं, खमणिज्जो मे किलामो

(અર્થ.-) હે ક્ષમાશ્રમણ ! હું શક્તિ સમન્વિત થઈ, (પ્રમાદપાપક્રિયાથી શરીરને) હટાવી, વંદન કરવા ઈચ્છુ છુ (ગુરુ કહે 'છંદેણ') *મને પરિમિત અવગ્રહ (માં પ્રવેશ અને કાયસ્પર્શ) ની અનુજ્ઞા આપો (ગુરુ કહે 'અણુજાણામિ') *'નિસીહિ' અર્થાત્ સર્વ અશુભ વ્યાપારનો ત્યાગ કરીને હુ પ્રવેશ કરૂ છુ, *'અ હો' યાને આપની નીચેનો 'કા ય, કાયા (ચરણ) ને, 'કા ય' (મારી) કાયા (હાથ ને શિર) નો, 'સંફાસ'-સ્પર્શ કરાવી વદુ છુ આપને (સ્પર્શ થી થયેલ) કષ્ટ-દુખની ક્ષમા માંગું છુ (કષ્ટ આપે નભાવવા યોગ્ય છે)

[1]अप्पकिलंताणं बहुसुभेण
मे राइ वइक्कंता ?
(दिवसो वइक्कंतो ?)
[2]ज...त्ता...मे ?
[3]ज..व..णि ज्जं च...मे ?
खामेमि खमासमणो
राइयं (देवसियं) वइक्कमं

(હવે ગુરૂને ૩ પ્રશ્ન.—)

[1]અલ્પ ખેદવાળા (ખેદરહિત) આપને રાત્રિ (દિવસ) બહુ (શુભ) સુખ પૂર્વક પસાર થઇ ? (ગુરૂ૦ 'તહત્તિ')

[2]આપની સયમયાત્રા (સુખરૂપ ચાલે છે ?) ગુરુ૦ તુબ્ભં પિવટ્ટઈ?)

[3]ને આપને યાપનીયતા (ઈંદ્રિય મનની વ્યાકુળતા રહિત શરીરે ઉપશાતતાદિથી યુકતતા) છે ?

હે ક્ષમાશ્રમણ ! રાત્રિ (દિવસ) સંબધી (મારા કર્તવ્યમાં સ્ખલનારૂપ) અપરાધની ક્ષમા માંગુ છુ
(ગુરૂ કહે 'અહમવિ ખામેમિ')

आवस्सियाए, पडिक्कमामि
खमासमणाणं राइयाए (देवसियाए) आसायणाए
तित्तीसन्नयराए जं किंचि
मिच्छाए मणदुक्कडाए वयदुक्कडाए कायदुक्कडाए
कोहाए माणाए मायाए लोभाए
सव्वकालियाए सव्वमिच्छोवयाराए सव्वधम्माइक्कमणाए ।
आसायणाए जो मे अइयारो
कओ तस्स खमासमणो पडिक्कमामि निंदामि गरिहामि
अप्पाणं वोसिरामि ।

આવશ્યક ક્રિયા માટે (અવગ્રહથી બહાર જાઉ છુ) આપ ક્ષમાશ્રમણની પ્રત્યે (મારાથી થયેલ) રાત્રિસંબધી ૩૩માથી ગમે તે આશાતનાથી હુ પાછો ફરૂ છુ. (વિશેષતાએ, અસદ્ આલબન લઈને) *'જ કિ ચિ ' જે કાંઈ મિથ્યા ભાવથી મનની (દ્વેષાદિ નિમિત્ત) દુષ્ટ વિચારણારૂપ, વચનની (અસભ્યાદિ) દુષ્ટ ભાષણપ્રવૃત્તિરૂપ,ને કાયાના (નિકટ જવુ-ઊભા રહેવું ઈત્યાદિરૂપે) દુષ્ટ વર્તાવ રૂપ, 'કોહાએ ' ક્રોધ સ્વરૂપ, માનસ્વરૂપ, માયાસ્વરૂપ, લોભસ્વરૂપ, * 'સવ્વકાલિ૦ .' સર્વકાળ સબધી થયેલી, સર્વ મિથ્યા (માયાકપટાદિભર્યા) આચરણસ્વરૂપ, અને સર્વપ્રકારના ધર્મ (૮ પ્રવચનમાતા યા સામાન્યથી કર્તવ્ય)ના ઉલ્લઘન રૂપ આશાતના દ્વારા, *'જો મે. ' જે કોઈ મારા વડે અતિચાર સેવાયો, તે સંબધી હે ક્ષમાશ્રમણ ! હુ 'પ્રતિક્રમણ' (ફરીથી એ ન સેવાય એ ભાવ સાથે પાછા ફરવાનુ) કરૂ છુ. *'નિદામિ.' (દુષ્ટ કર્મકારી મારા આત્માની ભવોદ્વિગ્ન પ્રશાંત ચિત્તથી) નિદા કરૂ છુ (નિંદેલ મારા આત્માની આપની સમક્ષ) ગર્હાકરુ છુ (આશાતનાની અનુમતિ છોડી મારા દુષ્ટકારી) આત્માનો ત્યાગ કરૂ છુ

(સામેના મુદ્રાચિત્રની સમજ—) વાદણા દેતાં, પહેલા 'ઈચ્છામિ નિસીહિયાએ' સુધીમા ૧લી 'યથાજાતમુદ્રા' આમાં ને બીજે માથું સહેજ નમાવી હાથ યોગમુદ્રાથી જોડાય પછી 'અણુજાણહ ,' બોલતાં ૨જી 'અવનતમુદ્રા,' આમા અંજલિ લલાટે લઈ જઈ, કેડથી નમવાનુ 'અ હો, કા ય, કા ય'મા ૩ આવર્ત, તે 'અ' બોલતા હાથની ૧૦ આગળી ગુરુચરણે (ચરવળા પર) અડે, પછી હાથ ઉલટાવી ઊંચે લેતા લલાટે ૧૦ આગળી અડે ત્યા 'હો' બોલવું, બાદ હાથ ઉલટાવી નીચે લેતાં ગુરુચરણે અડે ત્યા 'કા' બોલવું પાછુ ઉપર લલાટે અડાડતાં 'ય' એમ 'કા' 'ય'મા એ જ રીતે 'જ ત્તા મે,' 'જ વ ણિ' જજ ચ મે' આ ત્રણ આવર્ત, માત્ર વચલા અક્ષર 'ત્તા,' 'વ,' 'ચ' અક્ષર બોલવાના તે નીચેથી ઉઠાવેલા હાથને વચમા સહેજ રોકતાં બોલવાના

(ચિત્રમાંની પ્રક્ષાલમુદ્રાદિ માટે વાચો પૃ ૨૯)

# રાઈઅ દેવસિઅ પ્રતિક્રમણ વિધિ (ચિત્રના સંકેતોની સમજ)

ક્રમ: ચંદ્રાકારમાં ચંદ્રની રેખાના અનુસારે આગળ વધવું

સંકેત : 'કુસુમિણ કાઉ૦'=ખમા૦ આપી ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણિય રાઈઅ પાયચ્છિત્ત વિસો-હણત્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઈચ્છં, કુસુ૦. વિસોહણત્થં કરેમિ કાઉ૦ અન્નત્થ૦ સૂત્ર બોલી ૪ લોગસ્સ૦ કાઉ૦ કરી પ્રગટ લોગસ્સ બોલે * 'જગચિંતા૦' ચૈત્યવદન કહી જંકિંચિથી જયવીયરાય સુધી * '૬ ખમા૦'માં એક એક ખમા૦ આપી ભગવાનહં-આચાર્યહં-ઉપાધ્યાયહં-સર્વસાધૂહ આ ચારમાંથી એક એક પદ બોલવુ, અને ૨ખમા૦ દઈ ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ સજઝાય સંદિસાહું. સજ્ઝાય કરૂં ? * 'રાઈઅ પડિ૦'= ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ રાઈઅ પડિક્કમણે ઠાઉં ? ઈચ્છં * 'નમુ૦' નમુત્થુણં, 'લોગ૦' = લોગસ્સ, 'સવ્વ૦' = સવ્વલોએ અરિહંત ચેઈયાણં * 'કરેમિ ૪ = ૧કરેમિભંતે૦ ૨ઈચ્છામિ ઠામિ કાઉ૦ ૩તસ્સઉત્તરી૦, ૪અન્નત્થ૦ એ ૪ સૂત્ર * 'મુહ૦વાદણા' = મુહપત્તિનુ પડિલેહણ કરી ૨ વાંદણાં દેવાં *'સાતલાખ સૂત્ર'ની સાથે પહેલે પ્રાણા૦ સૂત્ર બોલવુ * 'વંદિત્તુ' =જમણો ઢીંચણ ઊભો રાખી નવકાર, કરેમિભંતે૦ ઈચ્છામિ પડિક્કમિઉં૦ સૂત્ર બોલી વંદિત્તુ૦ બોલવુ એમા તસ્સ ધમ્મસ્સ બોલતી વખતે ઊભા થઈ જવુ * 'તપ' =તપચિંતવણી કાઉ૦ 'સામા૦૬' = ૧. સામાઈઅ- ૨ ચઉવિસત્થો- ૩ વંદણ- ૪. પડિક્કમણ ૫. કાઉસ્સગ્ગ- ૬ પચ્ચક્ખાણ કર્યું છે જી, ઈચ્છામો અણુસટ્ઠિં નમો ખમાસમણાણં, નમોઽર્હત્૦ કહેવુ. * 'દેવસિય પાય૦' = ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉ૦ કરૂં ? ઈચ્છં દેવસિઅ વિસો૦ કરેમિ કાઉ૦ અન્નત્થ સૂત્ર બોલવુ

(પૃષ્ઠ ૨૭નું ચાલુ)

૦પ્રક્ષાલમુદ્રામાં બે હાથથી કળશને પ્રભુના મસ્તક પર, રાજ્યાભિષેકમાં કરે તેમ, અભિષેકની ધાર કરવાની (પૃ ૨૭ સામેનું ચિત્ર-ખંડ ૫ જુઓ પછી ખંડ-૬ની જેમ) ૦ પૂજામુદ્રામાં જમણા હાથની 'અનામિકા' (સૌથી નાનીની પાસેની) આંગળીના ટેરવાથી પ્રભુના અંગને નખ ન અડે એ રીતે તિલક કરાય ૦ (ચિત્રખંડ ૭-૮ની જેમ) સાથિયો કરવામા, પહેલા અક્ષતનું ભરેલું વર્તુલ, એના પર નાની ૩ ઢગલી, એના પર એથી સહેજ મોટી ઢગલી કરાય, પછી નીચેના મોટા વર્તુલમા ચિત્રાનુસાર, ચાર લીટી ખેંચાય, ને સાથિયાની ચારપાંખ ઠીક કરાય સૌથી ઉપરની ઢગલીમા બીજની ચંદ્ર-રેખા જેવી સિદ્ધશિલાની રેખા બનાવાય.

(પૃષ્ઠ-૯નું ચાલુ)

આ સાવદ્યયોગનું પચ્ચક્ખાણ (ત્યાગ પ્રતિજ્ઞા) શુદ્ધ થાય એટલા માટે આજ સુધી કરેલ સાવદ્યયોગનુ ૦ 'પ્રતિક્રમણ' ="મિચ્છામિ દુક્કડ" કરી મનને સાવદ્યયોગથી પાછુ ફેરવવુ, ૦(૨) 'નિન્દા'-એ યોગની સ્વાત્મસાક્ષીએ ઘૃણા-દુગંછા કરવી, ૦ (૩) 'ગર્હા-ગુરુ-સાક્ષીએ ઘૃણા કરવી અને ૦, (૪) 'અપ્પાણ વોસિરામિ' બોલતાં, પૂર્વે સાવદ્યયોગ જે કષાયભાવથી કરેલ તે કષાયવાળા સ્વાત્માનુ મમત્વ આમ મૂકી દેવુ, કે 'અરે ! કેવો મારો દુષ્ટ આત્મા કે એણે આવો કષાયભાવ અને પાપ-પ્રવૃત્તિ કરી ?' એમ એવા દુષ્ટ સ્વાત્માની ઘૃણા કરવી આ સૂત્રને 'સામાયિકદંડક' કહેવાય છે, એમા 'દંડક' એટલે ફકરો, પેરેગ્રાફ, આલાપક (આલાવો)

## નમોઽસ્તુ વર્ધમાનાય૦ સૂત્ર

(સૂત્ર)-(૧) નમોઽસ્તુ [4]વર્ધમાનાય [1]સ્પર્ધમાનાય કર્મણા ।
[2]તજ્જયાવાપ્તમોક્ષાય [3]પરોક્ષાય કુતીર્થિનામ્ ॥

(૨) યેષાં [2]વિકચારવિન્દરાજ્યા
[1]જ્યાયઃક્રમકમલાવલિં દધત્યા ।
[3]સદૃશૈરિતિ સંગતં પ્રશસ્યં
કથિતં સન્તુ શિવાય તે જિનેન્દ્રાઃ ॥

(૩) કષાયતાપાર્દિત-જન્તુ-નિર્વૃતિં
કરોતિ યો જૈનમુખામ્બુદોદ્‌ગતઃ ।
સશુક્રમાસોદ્‌ભવ-વૃષ્ટિ-સંનિભો
દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરામ્ ॥

(અર્થ –) ૦(૧) [1]જે કર્મસમૂહ સાથે લડે છે, [2](અંતે) જેમણે એના પર વિજય મેળવવા દ્વારા મોક્ષ પ્રાપ્ત કર્યો છે ને [3]જે મિથ્યાદર્શનીઓને પરોક્ષ છે (બુદ્ધિગમ્ય નથી) એવા શ્રી વર્ધમાનસ્વામી (મહાવીરપ્રભુ)ને મારો નમસ્કાર હો

૦ (૨) જેમના [1]ઉત્તમ ચરણકમળની શ્રેણિને ધારણ કરનારી [2]વિકસ્વર કમળપંક્તિએ, (માનો), કહ્યુ કે, [3]સમાનોની સાથે સગત પ્રશસનીય છે' એવા તે જિનેન્દ્ર ભગવાન, શિવ (કલ્યાણ મોક્ષ) માટે થાઓ

૦ (૩) કષાયોના તાપથી પીડિત પ્રાણીઓને જિનેશ્વર ભગવતના મુખરૂપી વાદળથી વરસેલી, જેઠમાસમા થયેલ વૃષ્ટિના જેવી, વાણીનો જે વિસ્તાર (ધોધ) શાતિ કરે છે, તે મારા પર કૃપા કરે.

(ચિત્રસમજ-) (૧) સામેના ચિત્રઅનુસાર, 'નમોઽસ્તુ વર્ધમાનાય' બોલતા, અષ્ટ પ્રાતિહાર્ય યુકત શ્રી મહાવીર પ્રભુને જોઈ શિર નમાવી વદન કરવું ૦ 'સ્પર્ધમાનાય કર્મણા' બોલતા, પ્રભુને કર્મ સાથે લડતા અર્થાત્ કર્મના ઉપદ્રવ (દા .ત દુષ્ટ દેવથી મસ્તકે ઠોકાતુ કાળચક્ર, સિહવાઘ આક્રમણ-સર્પદંશ, પગ વચ્ચે અગ્નિ આદિ) વખતે અણનમ ચિત્રસમાધિથી ઊભેલા જોવાના ૦ 'તજ્જયાવાપ્ત મોક્ષાય' બોલતાં એ ઉપદ્રવોમા અદ્‌ભુત ઉપશમ-સમતા રાખી કર્મ પર વિજય યાને કર્મધ્વંસ કરી જીવનમોક્ષ વિદેહમોક્ષ પ્રાપ્ત કરતા જોવાના 'પરોક્ષાય ' બોલતાં, મિથ્યાદર્શનીઓ પ્રભુથી મો ફેરવી લેતા, પ્રભુને જોઈ નહિ શકતા હોય એવા પ્રભુ જોવાના

૦ (૨) 'યેષાં વિકચાર ' વખતે, નીચેના ખંડ-૧ મુજબ, એ જોવાનુ કે આપણી સામે અનંતા તીર્થંકર દેવ છે, એમના ચરણકમળ આગળ કમળોની પકિત છે, એની અપેક્ષાએ પ્રભુચરણકમળપકિત અધિક સુદર છે, છતા કમળ તરીકે બને સમાન હોઈ કમળપકિત બોલે છે કે 'સમાનની સાથેનો અમારો યોગ પ્રશંસનીય છે.' આવા પ્રભુ પાસે શિવ મોક્ષ કલ્યાણ માગવાનુ.

૦ (૩) 'કષાયાતાપા૦ .' બોલતા, ચિત્ર નીચેના ખંડ-૨ અનુસાર, આ જોવાનું કે,-પ્રભુ દેશના દે છે, તે મુખ જાણે વાદળ,ને એમાથી નીકળતી વાણી જાણે વૃષ્ટિ, એ શ્રોતા પર પડી એમના કષાય-તાપને શાંત કરી દે છે જેઠનો વરસાદ ભૂમિને કેવી ઠડગાર કરી દે ? એવી વાણી અમારા પર અનુગ્રહ (કૃપા) કરો

## ચઉક્કસાય૦ સૂત્ર

સૂત્ર(૧) ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ દુજ્જય-મયણ-બાણ-મુસુમૂરણુ સરસ-પિયંગુ-વણ્ણુ-ગય-ગામિઉ જયઉ પાસુ ભુવણત્તય-સામિઉ ।

(૨) જસુ તણુકંતિ કડપ્પસિણિદ્ધઉ, સોહઇ ફણિ-મણિ-કિરણા-લિદ્ધઉ, નં નવજલહર તડિલ્લયલંછિઉ સો જિણુ પાસુ પયચ્છઉ વંછિઉ ॥

(અર્થ -) (૧) ચાર કષાયયોદ્ધાઓનો નાશ કરનારા, દુર્જય કામદેવના બાણ તોડનારા, સરસ પ્રિયગુલતા સમાન(લીલા) વર્ણવાળા, ગજગતિવાળા, ત્રણે જગતના સ્વામી શ્રી પાર્શ્વનાથ ભગવાન (મારા દિલમાં) જયવતા હો ૦ (૨) જેમનું તેજોમંડળ દેદીપ્યમાન છે, જે (શિરપરના) નાગમણિના કિરણોથી વ્યાપ્ત (થવાથી માનો), વિજળીની રેખાથી અકિત નવીન મેઘ જેવુ શોભે છે, તે પાર્શ્વનાથ જિન મનોવાંછિત આપો

## (૧) વિશાલ-લોચનદલં૦ સૂત્ર : (૨) અડ્ઢાઈજ્જેસુ સૂત્ર

(૧ સૂત્રઃ—)(૧)विशाल लोचनदलं प्रोद्यद्दंतांशु-केसरम् । प्रातर्वीरजिनेन्द्रस्य मुखपद्मं पुनातु वः

(૨) येषामभिषेककर्म कृत्वा
मत्ता हर्षभरात् सुखं सुरेन्द्राः ।
तृणमपि गणयन्ति नैव नाकं
प्रातः संतु शिवाय ते जिनेन्द्राः ।।

(૩) कलङ्कनिर्मुक्त-ममुक्तपूर्णतं
कुतर्कराहुग्रसनं सदोदयम् ।
अपूर्वचन्द्रम् जिनचन्द्रभाषितम् ।
दिनागमे नौमि बुधैर्नमस्कृतम् ।।

(અર્થ.-) (૧) વિશાળ નેત્રરૂપી પત્રવાળા, અત્યંત દેદીપ્યમાન દાંતના કિરણ સ્વરૂપ કેસરાવાળા, શ્રી મહાવીર જિનેન્દ્ર-દેવનું વદનકમળ પ્રાતઃકાળમાં તમને પવિત્ર કરો

(૨) જેમનો અભિષેક કરીને ભરચક હર્ષવશ દેવેન્દ્રો સ્વર્ગ-સુખને તૃણવત્ પણ નથી ગણતા તે જિનેન્દ્ર ભગવંતો પ્રાતઃકાળે શિવસુખ (નિરુપદ્રવતા) માટે હો,

(૩) (અસત્સ્થાપન-સત્ નિષેધાદિ) કલંકથી રહિત, (સર્વ-નયોથી) પૂર્ણતાને કદી નહિ છોડનાર, કુતર્ક સ્વરૂપ રાહુને ગળી જનાર, હમેશા ઉદયવાળો, ને પંડિતજનોથી વંદાયેલ જિનેશ્વરના વચનરૂપી અપૂર્વ (નવી જ તરેહના) ચંદ્રમાને હુ દિવસના પ્રારંભે (પ્રાતઃકાળે) નમસ્કાર કરુ છુ

(ચિત્રસમજ -) ૦ (૧) સામે ઉપરના ડાબા ખૂણામા ૧લી ગાથાને અનુસારે ભગવાનનુ મુખ કમળ જેવુ, જેમા બે નેત્ર પાંદડા સમાન, અને દાંતમાં ઉછળતા કિરણ પરાગ જેવા જોવાના ૦ (૨) સામે નીચેના અર્ધમા છે તેમ ગાથા-૨ અનુસારે પૂર્વ પૂર્વ કાળની અનંત મેરુ-અવસ્થા પર અનંત પ્રભુને ઈન્દ્ર જન્માભિષેક કરતા જોવાના, અને એ એના અનહદ આનંદમાં સ્વર્ગસુખને તૃણથી પણ તુચ્છ માનતા જોવાના ૦ (૩) ત્રીજી 'કલક૦' ગાથા વખતે, ચિત્ર મુજબ એમ જોવાનુ કે દુનિયાનો ચંદ્ર તો કલંકિત અને પૂર્ણતા મૂકી નાનો થનારો, તથા રાહુના મોમા ગળાતો ને અસ્ત પામતો છે, ત્યારે જિનેશ્વરભાષિત આગમોરૂપી ચંદ્ર નિષ્કલંક છે, કદી પૂર્ણતાને મૂકતો નથી, તથા કુતર્કરૂપી રાહુના ડોકાને એ ગળી સાફ કરનારો, અને સદા ઉદય જ પામનારો છે, તેમજ સુબુદ્ધ દેવ-માનવોથી વંદાયેલ છે

(૨. સૂત્ર 'અડ્ઢાઇજ્જેસુ૦':—) अड्ढाइज्जेसु दीवसमुद्देसु, पनरससु कम्मभूमिसु जावंत के वि साहू, रयहरण-गुच्छ-पडिग्गह धारा, पंचमहव्वय धारा अट्ठारस-सहस्स-सीलंग धारा, अक्खुयायार-चरित्ता, ते सव्वे सिरसा मणसा मत्थएण वंदामि ।

(અર્થ.-) અઢી દ્વીપસમુદ્ર સંબંધી ૧૫ કર્મભૂમિમા રજોહરણ (ઓઘો)-ગુચ્છા-પાત્રને ધરનારા, પાંચ મહાવ્રતવાળા, ૧૮૦૦૦ શીલાંગને ધરનારા, અભગ્ન પંચાચાર અને ચારિત્ર્યવાળા જે કોઈ પણ સાધુ છે, તે સર્વને શિરથી (બહુ આદર સાથે), મનથી (ભાવપૂર્વક), મસ્તક ઝુકાવી વાદુ છુ

(સમજ -) આના માટે 'જાવંત કે વિ સાહુ'નુ ચિત્ર પૃષ્ઠ-૧૫ સામે છે એ પ્રમાણે જોવાનું કે આપણે જાણે અઢી દ્વીપની બહાર ઊભા, સામે અઢી દ્વીપ (જંબૂદ્વીપ ધાતકી ખંડ અને ૧/૨ પુષ્કરવરદ્વીપ છે, વચ્ચે ૨ સમુદ્ર, લવણસમુદ્ર કાલોદધિ-સમુદ્ર) છે એમાં ચારિત્રના ઉપકરણ સહિત વિવિધ સાધુચર્યામા રહેલા મુનિઓ છે, અને એમને આપણે આદર સહિત ભાવપૂર્વક માથું જમીન પર લગાવી વંદન કરીએ છીએ આમા 'રજોહરણ' એ ઊનની દશીઓનુ બનેલુ, જીવરક્ષાર્થે પૂંજી-પ્રમાર્જી કર્મરજ હરવાનુ સાધુ-ચિહ્ન છે 'ગુચ્છો' એ ભિક્ષાર્થે ગખેલ કાષ્ટપાત્રની ઉપર નીચે રાખવાનો ઊનનો ટૂકડો છે '૫ મહાવ્રત' એ જીવનભર ત્રિવિધ ત્રિવિધે પાળવાના હિંસા-જૂઠ-ચોરી-મૈથુન-પરિગ્રહના ત્યાગની પ્રતિજ્ઞા છે. '૧૮૦૦૦ શીલાંગ' આ પ્રમાણે-પૃથ્વીકાયાદિ ૫, દ્વીન્દ્રિયાદિ ૪, અને અજીવ ૧, એમ ૧૦ અંગે, ૧૦ ક્ષમાદિ યતિધર્મ પાળતાં, આરંભ-સમારંભ-જૂઠ આદિ પાપ કરવાનો ત્યાગ છે, તે પણ ૫ ઈંદ્રિયનિગ્રહ અને ૪ સંજ્ઞાનિરોધ રાખી ૩ મનોયોગાદિથી ત્યાગ છે એમ ૧૦x૧૦x૫x૪x૩=૬૦૦૦, એ પણ કરણ-કરાવણ-અનુમોદનથી ત્યાગ, એમ ૬૦૦૦x૩=૧૮૦૦૦ શીલાંગ એને ધરનારા મુનિ એ 'અક્ષુતાચાર-ચારિત્ર્ય' = જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચારને તથા શુદ્ધ નિર્વિકાર હૃદય-વૃત્તિને અખંડિત ધરનારા જોતા વાંદવાના

# સકલતીર્થ વંદુ કરજોડ૦ સૂત્ર (વિશ્વનાં તીર્થોને વંદના)-ભાગ.૧

૧. સકલ તીર્થ વંદૂ કરજોડ, જિનવરનામે મંગલ કોડ ।
પહેલે સ્વર્ગે લાખ બત્રીસ, જિનવર ચૈત્ય નમું નિશ દિશ
૨ બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યા, ત્રીજે બારલાખ સદ્દહ્યાં ।
ચોથે સ્વર્ગે અડલખ ધાર, પાચમે વંદૂ લાખ જ ચાર
૩ છઠ્ઠે સ્વર્ગે સહસ પચાસ, સાતમે ચાલીસ સહસ પ્રાસાદ ।
આઠમે સ્વર્ગે છ હજાર, નવ-દશમે વંદૂ શત ચાર
૪. અગિયાર-બારમે ત્રણસે સાર, નવ ગ્રૈવેયકે ત્રણસે અઢાર ।
પાંચ અનુત્તર સર્વે મળી, લાખ ચોરાસી અધિકાં વળી
૫. સહસ સત્તાણુ ત્રેવીસ સાર, જિનવરભવન તણો અધિકાર ।
લાબા સો જોજન વિસ્તાર, પચાસ ઊંચા બહોતેર ધાર
૬ એકસો એંસી બિમ્બ પ્રમાણ, સભાસહિત એક ચૈત્યે જાણ ।
સો કોડ બાવન ક્રોડ સંભાલ, લાખ ચોરાણુ સહસ ચૌંઆલ
૭ સાતસે ઉપર સાઠ વિશાલ, સવિ બિમ્બ પ્રણમુ ત્રણ કાલ ।
સાત કોડને બહોતેર લાખ, ભવનપતિમા દેવલ ભાખ
૮ એક સો એંસી બિમ્બ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ ।
તેરસે ક્રોડ નેવ્યાશી કોડ, સાઠ લાખ વંદું કર જોડ
૯. બત્તીસેં ને ઓગણસાઠ, તિર્ચ્છી લોકમાં ચૈત્યનો પાઠ ।
ત્રણ લાખ એકાણુ હજાર, ત્રણસે વીસ તે બિમ્બ જુહાર
૧૦. વ્યંતર, જ્યોતિષીમા વળી જેહ, શાશ્વતા જિન વંદૂ તેહ ।
ઋષભ-ચંદ્રાનન -વારિષેણ-વર્દ્ધમાન નામે ગુણસેન

૦(૨) હવે નીચે પાતાળમાં ભવનપતિ-દેવલોકમાં મંદિર ૭,૭૨,૦૦,૦૦૦ (તે, ક્રમશ ૧-૨-૩જામાં ૬૪-૮૪-૭૨ લાખ, પછી છમાં દરેકમાં ૭૬ લાખ, ને ૧૦મા માં ૯૬ લાખ, એમ કુલ ૭,૭૨ લાખ )દરેકમાં ૧૮૦ મૂર્તિના હિસાબે કુલ ૧૩૮૯ કોડ ૬૦ લાખ જિનબિંબને વંદના

૦(૩)હવે મધ્યે મૃત્યુ-લોકમાં ૩૨૫૯ મંદિર,ને મૂર્તિ ૩,૯૧,૩૨૦ આનો હિસાબ પૃ. ૩૩ ઉપર છે

ચિત્રસમજ - આ સૂત્રમા સમસ્ત તીર્થને વંદના છે. માટે સામેના ને એની પાછળના ચિત્રના અનુસારે જોવાનુ, આપણે જાણે ૧૪ રાજલોકની બહાર અલોકમાં ઊભા છીએ ને આપણી સામે નીચેના ભવનપતિથી ઉપર ઉપર ઠેઠ અનુત્તર વિમાન સુધીનો ૮ રાજલોક છે. એમા પાંચ ભાગ છે,-(૧) શાશ્વત મંદિરો, (૨) અશાશ્વત મંદિરો, (૩) ૨૦ વિચરતા તીર્થંકર, (૪) અનંતા સિદ્ધ અને (૫) અઢી દ્વીપમાં વિદ્યમાન ૨૦ અબજ મુનિ સૂત્ર બોલતાં ક્રમશ એને જોતા જોતાં વદના કરતા જવાનુ અહીં ૧૦ ગાથામા, પહેલો ભાગ (સામેના ચિત્રમુજબ) શાશ્વતમંદિર-મૂર્તિઓનો છે એમાં પણ ૪ ભાગ, તે (૧) 'પહેલે સ્વર્ગે લાખ બત્રીસ'થી મધ્ય મેરુની ઉપર-ઉપરના વૈમાનિક વિમાનોમાં શાશ્વત મંદિર-મૂર્તિ જોવાના (૨) 'સાતસે ઉપર સાઠ 'થી ઠેઠ નીચે ભવનપતિના મંદિર-મૂર્તિ (૩) 'બત્રીસે ને. 'થી મધ્યલોકના શાશ્વત મંદિર-મૂર્તિ,ને (૪) 'વ્યંતર જ્યો૦ 'થી મધ્ય લોકમાં નીચે અસંખ્ય વ્યંતરનગરોના તથા ઉપર મેરુ આસપાસ અસંખ્ય જ્યોતિષી વિમાનોના અસંખ્ય મંદિર મૂર્તિ જોતા ને વાદતા જવાનુ ક્રમ આ પ્રમાણે,-

| | |
|---|---|
| ૫ | અનુત્તરમાં |
| ૩૧૮ | નવગ્રૈવેયકમા |
| ૩૦૦ | ૧૧-૧૨મા દેવલોકમા |
| ૪૦૦ | ૯-૧૦મા " |
| ૬,૦૦૦ | ૮મા " |
| ૪૦,૦૦૦ | ૭મા " |
| ૫૦,૦૦૦ | ૬ઠ્ઠા " |
| ૪લાખ | ૫મા " |
| ૩જો દેવલોક | ૪થો દેવલોક |
| ૧૨ લાખ | ૮ લાખ |
| ૧લો દેવલોક | ૨જો દેવલોક |
| ૩૨ લાખ | ૨૮ લાખ |

૦ (૧) પહેલાં ઊંચે વૈમાનિકમા નીચેના પહેલા દેવલોકથી શરૂ કરવાનું એમાં કહેલી ૩૨ લાખ વગેરે સંખ્યા જેટલા વિમાન છે દરેકમાં ૧-૧ જિન મંદિર છે માટે આપણે ૩૨ ક્રોડ, ૨૮ ક્રોડ વગેરે મંદિર આ બાજુમાં બતાવ્યા પ્રમાણે નીચેથી ઉપર ઉપર જોવાના પ્રત્યેક મંદિર લાંબુ ૧૦૦ જોજન, પહોળુ ૫૦ જોજન, ને ઊંચું ૭૨ જોજન જેવુ કુલ મંદિર ૮૪,૯૭,૦૨૩

૦ વૈમાનિકના દરેક મંદિરમાં ૧૮૦ રત્નમય શાશ્વત મૂર્તિઓ છે, માત્ર ગ્રૈવેયક અનુત્તરના ૩૨૩ મંદિરોમાં ૧૨૦-૧૨૦ જિનબિંબો છે આમ વૈમાનિક દેવલોકમા કુલ જિનબિંબ,

૮૪,૯૭,૦૨૩ મંદિર { ૮૪,૯૬,૭૦૦×૧૮૦ = ૧,૫૨,૯૪,૦૬,૦૦૦
૩૨૩×૧૨૦ = ૩૮,૭૬૦
= ૧,૫૨,૯૪,૪૪,૭૬૦

# સકલતીર્થ૦ સૂત્ર (ભાગ-૨)

૧૧ સમેતશિખર વંદૂં જિન બીસ  અષ્ટાપદ વંદૂં ચોવીસ ।
વિમલાચલ ને ગઢ ગીરનાર આબુ ઉપર જિનવર જુહાર ।।
૧૨ શંખેશ્વર કેસરિયો સાર, તારંગે શ્રી અજિત  જુહાર ।
અંતરિક્ષ વરકાણો પાસ, જીરાઉલો  ને  થંભણ  પાસ ।।
૧૩ ગામ નગર પુર પાટણ જેહ,–જિનવર–ચૈત્ય નમૂં ગુણગેહ ।
વિહરમાણ વંદૂં જિન વીસ, સિદ્ધ અનંત નમું નિશ–દીસ ।।
૧૪ અઢીદ્વીપમાં જે અણગાર, અઢાર સહસ સીલાંગના ધાર ।
પંચ મહાવ્રત સમિતિ સાર, પાલે પલાવે પંચાચાર ।।
૧૫ વાહ્ય અભ્યંતર તપ ઉજમાલ, તે મુનિ વંદૂં ગુણ–મણિ–માલ ।
નિત નિત ઊઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવ સાયર તરૂં ।।

અહીં ૪ વિભાગ છે - (૧) અશાશ્વત તીર્થ, (૨) વિદ્યમાન ૨૦ ભગવાન, (૩) અનતસિદ્ધ, (૪) વર્તમાન મુનિ ચિત્રમા જાુઓ ક્રમશ ૦ (૧) પહેલાં ૧૨ ખાનામા સમેતશિખર-અષ્ટાપદ-વિમલાચલ, ગીરનાર-આબૂ-શંખેશ્વર, કેસરિયા-તારગા-અંતરિક્ષજી-વરકાણા-જીગવલા-થંભણપાસ, એમ ૧૨, અને એની નીચેમા ૨ ૧/૨ દ્રીપ ૧૫ કર્મભૂમિમા ગામ-નગર, વગેરેના અશાશ્વતા તીર્થ, એની નીચે (૨) વિદ્યમાન વિચરતા ૨૦ ભગવાન પાંચ મહાવિદેહમા, એની નીચે ૦ (૩) અનંત સિદ્ધ ભગવાન સિદ્ધશિલા પર, એની નીચે ૦ (૪) ૨ ૧/૨ દ્રીપમાં વિવિધ સાધુચર્યામાં મુનિ, ૧૮૦૦૦ શીલાગ, ૫ મહાવ્રત, ૫ સમિતિ, ૫ આચાર, ને બાહ્ય-અભ્યંતર તપવાળાદેખાય

(પૃ ૩૨ થી ચાલુ)

તિર્ચ્છા (મૃત્યુ) લોકમા ૩૨૫૯ મદિર, ને ૩,૯૧,૩૨૦ મૂર્તિનું કોષ્ઠક

| | મદિર | બિબ | | મંદિર | બિંબ | | મંદિર | બિ બ |
|---|---|---|---|---|---|---|---|---|
| નંદીશ્વર | ૫૨ | ૬૪૪૮ | ઈક્ષુરસ | ૪ | ૪૮૦ | યમકગિરિ | ૨૦ | ૨૪૦૦ |
| કુ ડલ | ૪ | ૪૯૬ | માનુષોત્તાર | ૪ | ૪૮૦ | મેરૂચૂલા | ૨૫ | ૬૦૦ |
| રૂચક | ૪ | ૪૯૬ | દિગ્ગજ | ૪૦ | ૪૮૦૦ | જંબૂવૃક્ષાદિ | ૧૧૭૦ | ૧૪૦૪૦૦ |
| કુ ડલ | ૩૦ | ૩૬૦૦ | દ્રહ | ૮૦ | ૯૬૦૦ | વૃત્તવૈતાઢ્ય | ૨૦ | ૨૪૦૦ |
| દેવ-ઉત્તાર કુરૂ | ૧૦ | ૧૨૦૦ | ક ચનગિરિ | ૧૦૦૦ | ૧૨૦૦૦૦ | વિજયાદિ નગરીઓ | ૧૬ | ૧૯૨૦ |
| મેરૂ | ૮૦ | ૯૬૦૦ | મહાનદી | ૭૦ | ૮૪૦૦ | | | |
| ગજદ તા | ૨૦ | ૨૪૦૦ | દીર્ઘ વૈતાઢ્ય | ૧૭૦ | ૨૦૪૦૦ | | | |
| વક્ષખાર | ૮૦ | ૯૬૦૦ | કુ ડ | ૩૮૦ | ૪૫૬૦૦ | કુલ | ૩૨૫૯ | ૩૯૧૩૨૦ |

# કલ્લાણકંદં સૂત્ર

सूत्र-कल्लाणकंदं पढमं जिणंदं
संतिं तओ नेमिजिणं मुणिंदं
पासं पयासं सुगुणिक्कठाणं
भत्तीइ वंदे सिरिवद्धमाणं (१)

(અર્થ:-) કલ્યાણના મૂળરૂપ પ્રથમ જિનેન્દ્ર (શ્રી ઋષભદેવ)ને, (ને) શ્રી શાન્તિનાથને, પછી મુનિઓમા શ્રેષ્ઠ શ્રી નેમિનાથ જિનેશ્વરને, જ્ઞાનપ્રકાશરૂપ શ્રી પાર્શ્વનાથને, (અને) સદ્ગુણોના એકસ્થાનરૂપ (તથા) વિભૂતિયુકત શ્રી વર્ધમાન સ્વામીને હુ ભકિતથી વંદન કરૂ છુ.

(२) अपार संसार-समुद्दपारं
पत्ता सिवं दिंतु सुइक्कसारं ।
सव्वे जिणिंदा सुरविंदवंदा
कल्लाणवल्लीण विसालकंदा ।।

અનંત સંસાર સાગરના પારને પામેલા, દેવોના સમૂહને વંદનીય, કલ્યાણ રૂપી વેલડીઓને (વિસ્તારનાર) કંદસ્વરૂપ, સમસ્ત જિનેન્દ્રદેવો શ્રુતિઓ (શાસ્ત્ર)ના (યા શુચિપવિત્ર વસ્તુઓના) એક સારભૂત મોક્ષને આપો.

(३) निव्वाणमग्गे वरजाण कप्पं
पणासियासेस-कुवाइदप्पं ।
मयं जिणाणं सरणं बुहाणं
नमामि निच्चं तिजगप्पहाणं ।।

મોક્ષમાર્ગમા શ્રેષ્ઠ જહાજ સમાન, નષ્ટ કર્યો છે સમસ્ત કુવાદીઓના મદને જેણે, પંડિતોને શરણભૂત, ને ત્રિભુવનમા શ્રેષ્ઠ એવા જિનેશ્વરદેવના (કહેલા) સિદ્ધાન્ત (આગમ)ને હુ હમેશા નમસ્કાર કરું છુ

(४) कुंदिंदुगोक्खीर-तुसारवन्ना
सरोजहत्था कमले निसण्णा ।
वाईसरी पुत्थयवग्गहत्था
सुहाय सा अम्ह सया पसत्था ।।

-મોગરો-ચંદ્ર-ગાયદૂધ - બરફના જેવા (સફેદ) વર્ણવાળી, હાથમા કમળવાળી, કમળ પર બેઠેલી, પુસ્તક વ્યગ્ર (યા પુસ્તકવર્ગ-સમૂહયુકત) હાથવાળી તે વાગીશ્વરી (સરસ્વતી) દેવી હંમેશા અમારા સુખ માટે થાઓ

ચિત્રસમજ - (૧) સામે ચિત્રમા ઉપર રહેલા ભાગમા બતાવ્યા પ્રમાણે ૧લી ગાથા વખતે આ જોવાનુ કે,-શ્રી ઋષભદેવ પ્રભુ દર્શન-જ્ઞાન-ચારિત્ર-ક્ષમાદિ કલ્યાણલતાઓના કંદ જેવા છે (પ્રભુમાથી જ બધા કલ્યાણ ઉઠે છે) એમની નીચે શ્રી શાન્તિનાથ તથા શ્રી નેમિનાથ છે બાજુમા જ્ઞાનપ્રકાશરૂપ શ્રી પાર્શ્વનાથ છે, (જે અજ્ઞાનતિમિરને હટાવે છે) એમની નીચે સદ્ગુણોના અર્કરૂપ અને પ્રાતિહાર્યના વૈભવયુકત શ્રી મહાવીરસ્વામી છે,

(૨) ચિત્રખંડ-૨ અનુસાર, ૨જી ગાથા બોલતાં, આ જોવાનુ કે,-સામે અનંતા જિનેશ્વરદેવો સમવસરણસ્થ છે, ને એમની આત્મજ્યોત ભવસમુદ્ર પાર કરી મોક્ષે પહોંચી રહી છે એ બે બાજુ દેવોથી વંદાય છે, અને એમના (ચિંતનાદિ દ્વારા) પ્રભાવથી આપણામા કલ્યાણ-વેલડીઓ ઊંચી વિસ્તરી રહી છે એવા પ્રભુને હાથ જોડી પ્રાર્થવાનું કે 'સિવં દિંતુ સુઈક્કસાર' અમને શાસ્ત્રોના સારભૂત અને સમગ્ર પવિત્ર-નિર્મળ વસ્તુઓમાં પ્રધાન એવા મોક્ષને દો

(૩) ૩જી ગાથા વખતે ચિત્રખંડ-૩ પ્રમાણે આ જોવાનું કે,-જિનાગમ એ મોક્ષમાર્ગ જ્ઞાન-દર્શન-ચારિત્રે વિહરવા માટે જહાજરૂપ છે. બુધજનોએ પોતાનુ જીવનનાવ એની સાથે ગાંઠીને એનુ શરણ લીધુ છે. આ જિનમત-જહાજે મિથ્યાવાદીઓના મદને તોડવાથી એ બિચારા એની સામે ન જોતા નિસ્તેજ થઈ કદાગ્રહમાં ડૂબી રહ્યા છે આવા વિશ્વશ્રેષ્ઠ જિનમતને હું સદા નમું છું.

(૪) ગાથા-૪ વખતે ચિત્રખંડ-૪ અનુસાર આ જોવાનુ કે,-સામે સફેદ વર્ણવાળી સરસ્વતી કમળ પર બેઠી છે, એના એક હાથમાં કમળ છે, બીજા હાથમાં પુસ્તક સમૂહ છે, એને આપણે પ્રાર્થીએ છીએ તુ અમારા સુખ માટે થાઓ

# 'સંસાર દાવાનલ૦' સૂત્ર

(१) संसार-दावानल-दाह-नीरं
संमोहधूली - हरणे समीरं ।
मायारसा-दारण-सार सीरं
नमामि वीरं गिरिसार वीरम् ॥

(અર્થ—) ૧સંસાર (કપાય)રૂપી દાવાનળના દાહ(ને શમાવવા) માટે પાણી સમાન, ૨ સમોહ(વ્યામોહ-ભ્રમ-અજ્ઞાન)સ્વરૂપ ધૂળને દૂર કરવામા 'સમીર'=પવન સમાન, (ને) ૩માયારૂપી 'રસા'=પૃથ્વીને ફાડી નાખવામા 'સાર'=સમર્થ (તિક્ષ્ણ) 'સીર'=હળ સમાન, 'ગિરિસાર'=પર્વતશ્રેષ્ઠ (મેરૂ) વત્ નિષ્પ્રકપ શ્રી મહાવીરસ્વામીને હુ વદન કરુ છુ

(२) भावावनाम-सुर-दानव-मानवेन-
चूला विलोल-कमलावलि-मालितानि ।
संपूरिताभिनत-लोक-समीहितानि
कामं नमामि जिनराजपदानि तानि ॥

ભકિતભાવથી 'અવનામ'=પ્રણામ કરનારા સુરેન્દ્ર-અસુરેન્દ્ર-નરેન્દ્ર (ઈન=સ્વામી)ના 'ચૂલા'=મુગટોમાની 'વિલોલ'=ચપળ કમળશ્રેણીથી 'માલિત'=સુશોભિત, (અને પ્રભુને) 'અભિનત'=નમસ્કાર કરનારા લોકોના વાંછિતને સારી રીતે પૂરનારા, શ્રી જિનેશ્વરદેવોના 'તે'=પ્રસિદ્ધ ચરણોમા 'કામ'=અત્યન્ત આદરથી નમન કરુ છુ

(३) बोधागाधं सुपद–पदवी–नीरपूराभिरामं
जीवाहिंसा–विरललहरी–संगमागाह देहम् ।
चूलावेलं गुरुगमम णि–संकुलं दूर पारं
सारं वीरागमजलनिधिं सादरं साधु सेवे ॥

જ્ઞાનથી અગાધ, સુદર 'પદપદવી'=પદરચના રૂપી જળના ઉછળતા પ્રવાહથી 'અભિરામ'=મનોહર, જીવોની અહિંસાના 'અવિરલ'=સતત સળગ 'લહરી'=તરગોના સંબધથી અગાહ (કઠિનાઈથી પ્રવેશ યોગ્ય) દેહવાળા, (અધ્યયનો પરની) ચૂલિકારૂપી ભરતી (યા તટ)વાળા, મોટમોટા 'ગમ'=અર્થમાર્ગ યા આલાવા (ફકરા)રૂપી 'મણિસકુલ'=રત્નોથી વ્યાપ્ત, દૂર કિનારાવાળા, 'સાર'=શ્રેષ્ઠ મહાવીર-આગમરૂપી સમુદ્રની 'સાદર'=આદર બહુમાન સાથે 'સાધુ'=સારી રીતે (વિધિપૂર્વક) ઉપાસના કરુ છુ

(४) आमूलालोलधूलीबहुलपरिमला-लीढलोलालिमाला
झंकारारावसारा–मलदलकमलागार-भूमिनिवासे ।
छायासंभारसारे वरकमलकरे तारहाराभिरामे
वाणीसंदोहदेहे भवविरहवरं देहि मे देवि! सारं ॥

'આમૂલાલોલ'=મૂળ સુધી ડોલતા, (કમળો, એટલાજ માટે એમાથી) ઉડતી પરાગની ખૂબ સુગધિમા 'આલીઢ'=અતિ અસકત ચપળ 'અલિમાલા'=ભ્રમરોની હારની હાર ઝકારધ્વનિથી 'સાર'=પ્રધાન, એવા 'અમલ'=નિર્મળ પાંખડીવાળાકમળ ઘરની ભૂમિ પર હે નિવાસવાળી, 'છાયા સભાર'=કાન્તિસમૂહથી 'સારે'=હે શોભાયમાન, 'વરકમલકરે' હે હાથમા ઉત્તમ કમળવાળી, 'તાર'=દેદીપ્યમાન હારથી મનોહર, હે જિનવચનસમૂહરૂપી દેહવાળી દેવી ! મને સારભૂત 'ભવવિરહ'=મોક્ષનુ વરદાન દે

(ચિત્ર સમજ —) સામે ચિત્રમા છે તે મુજબ,

૦ ગાથા-૧ બોલતા, ૧લી લીટી વખતે શ્રી વીરપ્રભુ દર્શન અને વાણીથી જીવોના સસાર યાને કપાયને ઠારે છે માટે જીવો કપાય દાવાનળના ભડકે સળગી રહ્યા દેખાય, એના પર પ્રભુ અને પ્રભુની વાણી રૂપી વર્ષા થતી દેખાય 'સમોહ૦' લીટી વખતે પ્રભુ પવન સમાન દેખાય, જેનાથી ભકતની મોહધૂળ ઊડી જાય છે 'માયા૦' લીટી વખતે ભકતના દિલમાની માયારૂપી ભૂમિને ધ્યાનમાં લાવેલ પ્રભુરૂપી તિક્ષ્ણ હળ ફાડી નાખે છે 'ગિરિસારધીર'મા પ્રભુ મેરૂ જેવા નિશ્ચળ દેખાય 'નમામિ વીર' બોલતાં મેરુસમ ધીર વીર જોતા એમનાં ચરણે આપણુ માથુ ઢળેલુ દેખાય

(અનુસધાન જુઓ પેજ ૩૬ ઉપર)

('સંસાર-દાવાનલ' સૂત્રનું પેજ ૩૫નું ચાલુ)

○ ગાથા-૨ બોલતા ચિત્રાનુસાર અનંત જિનરાજ દેખાય એમના ચરણકમળે ભાવથી નમેલા સુરાસુરેન્દ્ર નરેન્દ્રના મુગટ પરની કમળશ્રેણિ દેખાય. એનાથી એ ચરણ શોભતા અને નમનારના વાંછિત પૂરક દેખાય એને હું નમું છું. (ચિત્ર નાનું હોઈ પ્રભુચરણે ઈંદ્રનમનમાં મુગટ પરની કમળ પંકિત ચરણકમલની સાથોસાથ નથી દેખાડી શકાઈ)

○ ગાથા-૩ 'બોધાગાધં ' અહીં મહાવીર-જિનાગમ-સમુદ્ર જોવાનો એની ઊંડાઈ એટલે બોધની ઊંડાઈ જેવી જળ-પ્રવાહ તરીકે સુપદરચના જેવી એમાં અહિંસાના સતત તરંગ (ડગલે ને પગલે સૂક્ષ્મ અહિંસાનાં વિધાન) એવા ઉછળતા દેખાય કે જેની તેની રુચિ એમાં પેસી ન શકે 'ચૂલાવેલં' શાસ્ત્રોના અંતે ચૂલિકા એ ભરતી યા તટ જેવી દેખાય 'ગુરુ-ગમઠ' આગમોમાં મોટા આલાવા (ફકરા) યા અર્થ માર્ગ (માર્ગણાદ્વારો) એ રત્નસંચયો દેખાય 'દૂરપારં' આગમતત્ત્વનો છેડો દૂર છે આવા વીરાગમ 'સાર'=શ્રેષ્ઠ સારભૂત જોવાના એની આદર સવિધિ ઉપાસનાની ભાવના કરવી

○ ગાથા-૪. આમૂલાલોલ૦' અહીં જિનવચનમય સરસ્વતી જોવી એ કમળઘરમાં બિરાજમાન છે એ કમળના ૩ વિશે-ષણ,- (૧) મૂળમાંથી હાલી ઉઠેલું (૨) હાલી ઉઠવાથી એમાંથી 'ધૂલી'=પરાગ ઊડી રહી છે, એની બહુ સુગંધમાં લટ્ટુ 'અલિમાલા'=ભમરાઓની હારની હારના ઝંકાર ધ્વનિથી પ્રધાનપણે શોભતું (૩) 'અમલદલ'=નિર્મળ પાંખડીઓવાળું. આ દેવી [1]તેજોમય, તે [2]હાથમાં કમળવાળી, તથા [3]ગળે ચળકતા હારવાળી દેખાય એને જોઈ આપણે પ્રાર્થના કરવાની કે અમને ભવવિરહ=મોક્ષનું વરદાન આપ

# પ્રતિક્રમણ-વિધિના ક્રમસર અંગોના હેતુ

પ્રતિક્રમણ એટલે પાછા હટવું. શેનાથી ? પાપથી અર્થાત્ થઈ ગયેલ દુષ્કૃતથી પાછા હટવું તે પ્રતિક્રમણ.

દુષ્કૃત ચાર પ્રકારે હોય છે,- (૧) જિનાજ્ઞાએ જેનો નિષેધ કર્યો છે એનું, યા પોતે જેના ત્યાગની પ્રતિજ્ઞા કરી છે તેનું આચરણ (૨) જિનાજ્ઞાએ જેનું વિધાન કર્યું છે તેનું યા જે આચરવાની પોતે પ્રતિજ્ઞા કરી છે તેનું આચરણ ન કરવું તે (૩) જિનવચન પર શ્રદ્ધા ન કરવી, અશ્રદ્ધા કરવી તે (૪) જિનવચનથી વિરુદ્ધ પ્રરૂપણા કરવી તે આ ચાર પૈકી ગમે તે દુષ્કૃત સેવ્યું હોય તેનાથી પાછા હટવું, તેના અંગે હૃદયના સંતાપ સાથે જાત પર સૂગ-ઘૃણા થાય કે 'અરરર ! આ દુષ્કૃત કરનાર મારો આત્મા કેવો અધમ !' અને દિલથી ઈચ્છે કે 'મિચ્છા મિ દુક્કડં,-આ મારું દુષ્કૃત મિથ્યા થાઓ એ દુષ્કૃત પરથી હું મમત્વ ઉઠાવી લઉં છું' આરાધ આવો સાચો 'મિચ્છા મિ દુક્કડં' કરવો એનું નામ પ્રતિક્રમણ છે

દિવસના કે રાતના ઉપરોક્ત ચારમાંથી એક યા બીજા પ્રકારે દુષ્કૃત ક્યાં નથી થતું ? એનાથી આત્મા પર અશુભ કર્મના બંધ ક્યાં નથી પડતા ? એના નિવારણ માટે અર્થાત્ એ દુષ્કૃતના કુસંસ્કાર અને દુષ્કૃતજન્ય અશુભ કર્મને આત્મા પરથી હટાવવા માટે દૈવસિક રાત્રિક પ્રતિક્રમણ કરવાની અતિ આવશ્યકતા છે નહિતર એ કુસંસ્કાર શલ્યની જેમ આત્મામાં ઊભા રહીને જીવને પરભવે પાપિષ્ઠ બનાવે છે, અને એ અશુભકર્મ ઊભા રહીને જીવને દુઃખી બનાવે છે વર્તમાન જીવ-નમાં જુઓ કે (૧) જીવ જે પાપાચરણ કરે છે એ પૂર્વના દુષ્કૃતના સંસ્કારોનું પરિણામ છે, અને (૨) વર્તમાનમાં જે અનેક પ્રકારના દુઃખ ભોગવે છે એ પૂર્વના બાંધેલા અશુભ કર્મનું પરિણામ છે પૂર્વ ભવે પ્રતિક્રમણથી એને રદબાતલ નહિ કરેલા તેથી અહીં પાપી અને દુઃખી બનવું પડે છે હવે જો આગળ પર એવા ન બનવું હોય તો અહીંના રોજીંદા દુષ્કૃતના કુસંસ્કાર અને અશુભ કર્મના ભાર રોજના પ્રતિક્રમણથી હેઠા ઉતારતા રહેવું જોઈએ એ માટે પ્રતિક્રમણ રોજનું એક આવશ્ય કર્તવ્ય છે

# ઃદૈવસિક પ્રતિક્રમણ-ક્રમના હેતુઃ

દિવસના અંતે દૈવસિક પ્રતિક્રમણ કરવા માટે પહેલા સામાયિક ઉચ્ચરવામા આવે છે તે એટલા માટે કે જીવ પાપ-વ્યાપારનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરી સમભાવમા આવે ત્યારે જ એને પૂર્વે કરેલા દુષ્કૃતનો સાચો સતાપ થઈ એનુ મિચ્છા મિ દુક્કડં યાને 'પ્રતિક્રમણ' સાચું કરી શકે છે સમભાવની પ્રતિજ્ઞાથી હૈયાની પાપની વૃત્તિ છૂટે એ વિના પૂર્વના પાપો દિલને ક્યાંથી બાળે ? સામાયિકથી પાપવૃત્તિનો ત્યાગ થાય છે એ પછી પચ્ચક્ખાણ

પ્ર૦-આમ તો પચ્ચક્ખાણ એ છેલ્લું આવશ્યક છે તો અહીં વહેલુ કેમ ?

ઉ૦-એમ છ આવશ્યકતના ક્રમે પચ્ચક્ખાણ કરવા જતાં સૂર્યાસ્ત વીતી જાય, તેથી સૂર્યાસ્ત પહેલા જ દિવસચરિમનુ પચ્ચક્ખાણ કરવુ જરૂરી અને સાર્થક બને એ માટે અહીં સામાયિક લઈને બે વાદણા લઈ તરત એ કરી લેવાય છે

પ્રશ્ન-વાંદણા એટલે વંદન, એની શી જરૂર ? તથા એ બે વાર શા માટે ?

ઉત્તર-પચ્ચક્ખાણ ગુરુને વંદન કરીને જ લેવાય એમા વિનય છે પરતુ વાદણા બે એટલા માટે કે જેમ રાજા પાસેથી નોકર હુકમ મેળવતાં પહેલા નમસ્કાર કરીને ઊભો રહે છે, તેમજ પછી હુકમનો અમલ કરતા પહેલા ફરીથી નમસ્કાર કરીને જાય છે, એ રીતે બે વાર વદનની જેમ અહીં બે વાર વાદણા દેવાના હોય છે એમાય પહેલીવાર વાદણા દેતા 'મે મિઉગ્ગહ' કહી ગુરુના મર્યાદિત અવગ્રહ ( વિનયાર્થે સાચવવાના ક્ષેત્ર અંતર )ની અદર પેઠેલ, તે હવે અર્ધા વાદણા પછી 'આવ-સ્સિયાએ પડિક્કમામિ' કહેતા 'અવગ્રહ'થી બહાર નીકળી જાય છે એટલે જાણે હુકમ લઈને ગયો તે પછી અમલના અવસરે બીજી વારનાં વાંદણામા પેસી 'આવસ્સિયાએ' ન બોલતા અવગ્રહમા જ રહી વાદણા પૂર્ણ થયે હુકમના અમલરૂપે પચ્ચક્ખાણ કરાય છે

પ્ર૦-વાદણા ક્યાં ક્યા ? ઉત્તર૦- (૧) પચ્ચક્ખાણ કરવાની પૂર્વે, તેમજ આગળ પર આવશે તે (૨) પાપોની આલોચના કરાય ત્યારે, (૩) અભ્યુત્થાન વંદન કરાય ત્યારે, (૪) આચાર્યાદિની ક્ષમાપના કરાય ત્યારે ૨-૨ વાંદણાની વિધિ આ હિસાબે પ્રશ્ન-મુહપત્તિ પડિલેહણ શા માટે ! ઉત્તર-અહીં વાદણા હાથ વગેરે અગ હલાવીને કે સ્પર્શીને કરવાના છે, માટે અગનુ પડિલેહણ કરવા વાંદણા પૂર્વે મુહપત્તિ પડિલેહણ કરવામા આવે છે

આમ મુહપત્તિ વાદણા કરી પચ્ચક્ખાણ કરીને પછી ચૈત્યવદન તથા ૪ થોય કરાય છે

૦પ્રશ્ન-૪ થોય શા માટે ? ઉત્તર-પ્રતિક્રમણનુ મહાન શુભ કાર્ય કરવુ છે તો એ માટે મગળ તરીકે દેવવદન કરવુ જોઈએ મગળ કર્યાથી શુભ કાર્ય નિર્વિઘ્ને સારુ સિદ્ધ થાય અને સારી રીતે પૂર્ણ થાય

૦પ્રશ્ન-કાયોત્સર્ગ થોય તે તે સૂત્રોની પછી કેમ ? પહેલા કેમ નહિ ?

ઉત્તર — પછી એટલા માટે કે દા ત ૪ થોયમાં પહેલી થોયનો કાયોત્સર્ગ પ્રભુની ચૈત્યવદનસ્તવના કરીને કરાય, કેમકે કાયોત્સર્ગથી સેકડો હજારો જણ દ્વારા પ્રભુને થતા વદન-પૂજન-સત્કાર સન્માનની અનુમોદનાનો લાભ લેવો છે, તે પહેલાં સ્વય વદન કરીને લેવો યુકિત-યુકત છે

પ્રશ્ન-પહેલી થોય નિકટમા રહેલા અરિહત ચૈત્ય (મૂર્તિ) નિમિત્તે કેમ ? ઉત્તર-એનુ કારણ એ કે એ આપણને દર્શનાદિનો લાભ આપી સમાધિ આપે છે ૦પ્રશ્ન-બીજી થોયોના કાઉસ્સગ્ગ શા માટે ? ઉ૦-બીજી થોયનો કાઉસ્સગ્ગ સમસ્ત લોકોના અરિહત ચૈત્યોની ભકતો દ્વારા થતા વદન-પૂજનાદિની અનુમોદના લાભ અર્થે છે ત્રીજી થોયનો કાઉસ્સગ્ગ અરિહત પછી ઉપકારક શ્રુત-આગમના થતા વદન-પૂજનાદિની અનુમોદનાર્થે ચોથી થોયનો કાઉસ્સગ્ગ શાતિ-સમાધિના પ્રેરક સમ્યગ્દષ્ટિ (દેવ)ના સ્મરણ અર્થે છે જેથી એમને એની પ્રેરણા થાય ૦ પ્રશ્ન-૪ થોયની ઉપર નમુત્થુણ અને ૪ ખમાસમણાં શા માટે ? ઉત્તર-એટલા માટે કે, હવે છ આવશ્યક શરુ કરવા છે તો નિકટના મગળ રૂપે 'નમુત્થુણ'થી અર્હત્ સ્તવના અને ભગવાન-આચાર્ય-ઉપાધ્યાય-સાધુને વદના કરી લેવી જોઈએ

૦પ્રશ્ન-એ પછી પડિક્કમણુ ઠાવવાનું શા માટે? ઉત્તર- જો પ્રતિક્રમણ યાને છ આવશ્યક કરવાનુ સંકલ્પપૂર્વક દિલમા સ્થાપ્યુ હોય તો પ્રતિક્રમણ પ્રણિધાન પૂર્વક થાય પ્રણિધાન પૂર્વકનું અનુષ્ઠાન જ સફળ થાય તેમજ સંકલ્પ કર્યાથી પ્રતિક્રમણ પૂર્ણ થતાં સુધી બીજે મન ન જાય દૈવસિક પડિક્કમણુ ઠાવવામા આવે છે ત્યાં જઘન્યથી સર્વ દુષ્કૃતનો સંક્ષેપથી મિચ્છામિ દુક્કડં કરાય. એ પ્રતિક્રમણ સ્થાપના છે

છ આવશ્યકમાં વચ્ચે મુખ્ય આવશ્યક તરીકે પ્રતિક્રમણ આવશ્યક છે એ પ્રતિક્રમણ આવશ્યક પહેલાં તો પૂર્વે કહ્યુ તેમ ચિત્તને સમભાવમા લાવીને થાય. એ માટે એનુ 'કરેમિભંતે૦' સૂત્ર બોલાય છે.

એ પછી દિવસના સેવાયેલા જે જે દુષ્કૃતનુ પ્રતિક્રમણ કરવું છે તેનુ પહેલાં સ્મરણકરી લેવુ જોઈએ એ સ્મરણ કાયોત્સર્ગમા શાતિથી થાય એટલા માટે ઈચ્છામિ ઠામિ કાઉ૦, તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ બોલી કાયોત્સર્ગ કરવામાં આવે છે, ને એમાં 'નાણમિ૦' સૂત્રથી દુષ્કૃતો અતિચારો યાદ કરી લેવાના હોય છે. ૦ પ્રશ્ન-એના ઉપર 'લોગસ્સ' શા માટે બોલવાનું? ઉત્તર-હવે પ્રતિક્રમણનુ મહાન પ્રશસ્ત કાર્ય કરવુ છે તો એ અરિહત સ્તવના અને ગુરુવંદનનું માગલિક કરીને થાય એટલા માટે પૂર્વોક્ત પ્રથમ આવશ્યક સામાયિક સૂત્ર પછીના કાયોત્સર્ગ બાદ બીજુ આવશ્યક 'લોગસ્સ' સૂત્ર યાને ચતુર્વિંશતિ સ્તવ બોલાય, અને મુહપત્તિથી અગ પડિલેહી ગુરુવદના કરાય એ ત્રીજુ આવશ્યક થયુ

પ્રશ્ન-ચોથુ આવશ્યક 'પ્રતિક્રમણ' એ તરત કેમ શરૂ નહિ?

ઉત્તર-પ્રતિક્રમણ ગુરૂની સાક્ષીએ કરવાથી ગુરૂ પાસેથી પ્રાયશ્ચિત્તરૂપે પ્રતિક્રમણ કરવાનો આદેશ મળે છે, તેથી વિધિસર પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત થાય, અને પાપ ધોવાય એ માટે પહેલા ગુરૂ આગળ આપણાં દુષ્કૃત્યોનું પ્રકાશન યાને આલોચન કરવુ જોઈએ, તે પણ વંદન વિનય સાચવીને, એ માટે ૨ વાદણા પછી, દેવસિઅ આલોઉ—૦, સાતલાખ૦, અઢાર પાપસ્થાનક સૂત્ર બોલાય છે અને 'સવ્વસ્સ વિ૦' સૂત્રથી 'ઈચ્છાકારેણ સદિસહ ભગવન' અર્થાત 'હે ભગવત! એ મારા સમસ્ત દુશ્ચિતિત-દુર્ભાષિત-દુશ્ચેષ્ટિતનુ શુ કરવાનું? એ આપની ઈચ્છાથી ફરમાવો' એમ બોલાય છે ત્યારે ગુરૂજી કહે 'પડિક્કમેહ' અર્થાત પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત કર ત્યા આપણે સંક્ષેપમાં 'મિચ્છામિ દુક્કડ' કહીએ એ પ્રતિક્રમણનો આદેશ મળ્યો. હવે વિસ્તારથી દુષ્કૃત લઈ લઈને પ્રતિક્રમણ અર્થાત નિંદા ગર્હા મિચ્છામિ દુક્કડ કરવાનું.આ માટે વંદિત્તુ સૂત્ર છે

'વંદિત્તુ' સૂત્ર એ આત્માને પાપથી હળવો બનાવી દેવાનું મહાન અને મુખ્ય સૂત્ર છે. એટલે પહેલાં ધીર વીર ઉપશાંત બનીને વીરાસને બેસી પ્રારભે પંચપરમેષ્ઠિ નમસ્કાર સૂત્રથી મંગળ કરી 'કરેમિભતે'થી સમભાવમા આવવાનું, અને સક્ષેપમાં પ્રતિક્રમણરૂપ 'દેવસિઅ પડિક્કમિઉં૦' સૂત્ર બોલવાનુ, બાદ વંદિત્તુ સૂત્ર બોલવાનુ. એમાં પદે પદે પાપ-સંતાપ, સવેગ, વૈરાગ્ય, ઝગઝાવવાનો છેવટે 'આલોયણા બહુવિહા . ,ગાથાથી યાદ નહિ આવેલા- પણ દુષ્કૃતની નિંદા ગર્હા કરી, આરાધના માટે ઉદ્યત થઈ જવા રૂપે 'તસ્સ ધમસ્સ૦ આરાહણાએ' બોલતાં ઊભા થવાનું એમ 'વિરઓમિ વિરાહણાએ' બોલતા પાછા હટવાનુ તે વિરાધનામાંથી નીકળી જવા રૂપે ૦ પછી ગુરૂને 'અબ્ભુટ્ઠિઓ૦'થી ગુરૂ પ્રત્યે અપ્રીતિ આદિ અપરાધ ખમાવવા છે, તેમજ 'આયરિય ઉવજ્ઝાય'-થી આચાર્યાદિ પ્રત્યે કષાય ખમાવવા છે એ 'વંદન' કરીને થાય માટે આની પહેલા ૨-૨ વાંદણાં છે

પ્રશ્ન-પ્રતિક્રમણ (વદિત્તુ) સૂત્રમા વિસ્તારથી દોષગર્હા તો થઈ ગઈ, હવે પાછુ અબ્ભુટ્ઠિઓ શા માટે?

ઉ૦-પ્રતિક્રમણ સૂત્રથી ચારે પ્રકારના દુષ્કૃત્યોથી પાછા હટવાનું તો કર્યું છતાં એમાં ખાસ કરીને મહા ઉપકારી ગુરુ પ્રત્યે જે વિવિધ અવિનય-અપરાધ થયા હોય એના નામ દઈને ગુરુ-સાક્ષીએ ગર્હા કરવા માટે, ગુરુને વંદનરૂપે બે વાંદણાં દેવા પૂર્વક 'અબ્ભુટ્ઠિઓ' સૂત્રથી 'મિચ્છામિ દુક્કડ' કરવાનું

૦પ્રશ્ન-તો હવે બધાં દુષ્કૃત્યનું પ્રતિક્રમણ થઈ ગયું, પછી 'આયરિય ઉવજ્ઝાય' શા માટે?

૦ઉત્તર- બધા દોષોનુ મૂળ રાગ-દ્વેષ છે, કષાયો છે. એ કષાયોને ઊખેડી નાખવા માટે બે વાદણાં દેવા પૂર્વક 'આયરિય ઉવજ્ઝાય' સૂત્ર બોલવાનું જૈન શાસનમાં કષાય-નિવૃત્તિ એ સૌથી અગત્યની વસ્તુ છે, કેમકે કષાયથી સસાર છે, અને

કષાય-મુકિતથી મોક્ષ છે. તેથી જ બીજે બધે ઠેકાણે દ્વિતીય વાદણું પૂરું થયે તો અવગ્રહમાં રહીને જ તે તે કાર્ય કરવાનુ હોય છે, પરતુ અહીં દ્વિતીય વાદણું પૂરુ થયે કષાયથી બહાર નીકળી જવા રૂપે એનો ખ્યાલ કરતાં તરત જ અવગ્રહ બહાર નીકળવાનુ છે. પછી 'આયરિય ઉવ૦' સૂત્ર બોલતા આચાર્યથી માંડીને સર્વ જીવો પ્રત્યે સેવાયેલા કષાયની ક્ષમા માગવાની છે; તે પણ લલાટે અંજલિ જોડીને એટલા માટે કે કષાય સેવતા અભિમાન આવ્યુ હોય, તેને રદ કરવા અતિનમ્ર ભાવ જોઈએ. અહીં ચોથું પ્રતિક્રમણ આવશ્યક પૂરુ થાય છે હવે પાંચમું કાયોત્સર્ગ આવશ્યક શરૂ થાય છે

પ્રશ્ન- આ કાયોત્સર્ગ આવશ્યક શા માટે ?

ઉત્તર-એ અતિચારોથી આત્મ પર લાગેલા ઘા ઉપર મલમ લગાડવા રૂપે છે એમા પ્રતિક્રમણથી શુદ્ધ થવામા રહી ગયેલ સૂક્ષ્મ અતિચારોનુ વિશુદ્ધિકરણ છે અને એના શલ્ય પણ ન રહે એ માટે વિશલ્યીકરણ પણ છે ઉપરાંત ચારિત્ર, દર્શન, અને જ્ઞાનની વિરાધનાનુ પરિમાર્જન છે

આ બધું કાર્ય સમભાવમાં આવીને જ થઈ શકે માટે અહીં પહેલા 'કરેમિ ભતે' સૂત્ર બોલાય છે એ પછી ક્રમશ - ચારિત્ર-વિરાધના દર્શનવિરાધના અને જ્ઞાન-વિરાધનાના પાપનિવારણ અર્થે ૨ - ૧ - ૧ લોગસ્સનો કાયોત્સર્ગ કરવામા આવે છે દિવસમાં ચારિત્રને સમિતિગુપ્તિના ભંગથી ખોડખાપણ વધારે લાગવાનો સંભવ તેથી એની વિશુદ્ધિ માટે ૨ લોગસ્સનો કાઉ૦, જ્યારે દર્શનપાનમા એથી ઓછી વિરાધનાનો સભવ, માટે -૧-૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ હવે એ કાર્ય સુદર થવાથી ખુશાલીમાં 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્રથી સિદ્ધસ્તુતિ-નમસ્કારાદિ

૦પ્રશ્ન-પછી દેવદેવીનો કાઉસ્સગ્ગ સમકિતી સામાયિકમાં- વિરતિમાં બેઠેલા શા માટે કરે ?

૦ઉત્તર - ઔચિત્યવૃત્તિથી કરે છે, દેવી દેવતા વિઘ્નનિવારણ આદિ દ્વારા આરાધનામા સહાય કરે છે, તેથી એમને એની પ્રેરણા જાગે એ માટે કાયોત્સર્ગ કરવો ઉચિત છે એથી કાયોત્સર્ગ કરનારને ઊભુ થતુ શુભ જ એવુ છે કે પેલાને પ્રેરણા જગાડે દા ત આપણા યશનુ શુભ કર્મ બીજાને આપણો યશ ગાવામા પ્રેરે છે ને? કાયોત્સર્ગ ઉપર એ જ દેવતાની થોય પણ એટલા જ માટે છેલ્લે મંગળરૂપે નવકાર બોલી મુહપત્તિ વાદણા પૂર્વક છટ્ઠુ આવશ્યક પચ્ચક્ખાણ કરાય છે

૦પ્રશ્ન-પચ્ચક્ખાણ તો પૂર્વે થઈ ગયુ, અહીં ફરીથી શા માટે ?

ઉત્તર- પાંચમું આવશ્યક કાયોત્સર્ગ એ ઘા રુઝવનાર મલમપટ્ટી રૂપ છે, એથી ઘા રુઝાઈ ગયો, હવે એના પર ગુણધારણ અર્થે શકિતની દવા રૂપે પચ્ચક્ખાણ આવશ્યક છે તે અહીં યાદ કરી લેવું જોઈએ

એ પછી છએ આવશ્યક કર્યાને યાદ કરી લઈ એના પર હિતશિક્ષાની કામના રૂપે 'ઈચ્છામો અણુસટ્ઠિં બોલાય છે, એ પણ 'નમો ખમાસમણાણં' કહેતા ગુરુને નમસ્કાર કરવા સાથે 'અનુશાસ્તિ' પ્રાર્થના કરાય ત્યારબાદ 'નમોર્હત્૦' સૂત્ર કહી 'નમોસ્તુ વર્ધમાનાય ૦' સૂત્ર બોલાય છે

પ્રશ્ન-નમોર્હત્ સૂત્ર શા માટે અને મોટેથી કેમ બોલાય છે ?

૦ઉત્તર-કારણ એ છે કે શ્રી મહાવીર પ્રભુએ સ્થાપેલા શાસનને પામીને છ આવશ્યકના મહાન યોગની સાધના મળી, માટે કૃતજ્ઞતારૂપે એ પ્રભુની સ્તુતિ ગાવી જોઈએ વળી આ ષડાવશ્યક યોગ જગતના કોઈ ધર્મમાં નહિ એવો અનન્ય અને અદ્ભુત યોગ મળ્યો એનો હર્ષોલ્લાસ વ્યકત કરવા આ સ્તુતિ મોટેથી સમૂહમાં બોલવાની

એ પછી શુદ્ધ બનેલો આત્મા જિન ગુણગાનમાં લીન થાય એ હેતુથી 'નમુત્થુણપૂર્વક સ્તવન બોલાય છે, અને ઉત્કૃષ્ટથી વિચરતા ૧૭૦ જિનેશ્વર દેવોને 'વરકનક૦ ' સૂત્રથી વદન કરાય છે તથા ૪ ખમા૦થી ભગવાન-આચાર્ય વગેરેને વંદના કરાય છે એના પર દૈવસિક પ્રાયશ્ચિતથી વિશોધન અર્થે ૪ લોગસ્સનો કાઉસ્સગ્ગ, અને એ રીતે સંપન્ન થયાની કૃતજ્ઞતા અને ખુશાલીમાં લોગસ્સ છે

પ્રશ્ન-એ પછી સજ્ઝાય કેમ ?

ઉત્તર-સાધુ કે શ્રાવકે રાત્રિના સ્વાધ્યાય કરવાનો છે, એ કર્તવ્ય બજાવવા સજ્ઝાય છે એ પછી દુ:ખક્ષય-કર્મક્ષય નિમિત્તે ૪ લોગ૦કાઉ૦ એ પછી શાતિ નિમિત્તે લઘુશાતિ સ્તવ, પછી લોગસ્સ છેલ્લે સામાયિક પારવામાં ચઉક્કસાયથી ચૈત્યવંદન એટલા માટે કે શ્રાવકને પણ દિવસના ૭ ચૈત્યવદન કરવાના તેમા રાત્રિ પ્રતિક્રમણમાં (૧) જગચિંતામણિ ચૈત્ય૦, (૨) સીમંધર-શત્રુંજય ચૈત્ય૦, (૩) ત્રિકાળ જિનમદિરે ચૈ૦, એમ છ, અને ૭મુ ચૈત્ય ૦ આ દૈવસિક પ્રતિક્રમણ પછીનુ

# રાત્રિક પ્રતિક્રમણ વિધિના હેતુ

કેટલાક અંશોના હેતુ તો દૈવસિક પ્રમાણે જ છે વિશેષ આ પ્રમાણે,-સામાયિક લીધા પછી રાત્રિના ઊંઘમા આવેલા કુસ્વપ્ન-દુઃસ્વપ્નની શુદ્ધિ પહેલી કરવી જોઈએ જેથી મન નિર્મળ બની છ આવશ્યકની સાધનામાં સારી રીતે જોડાય તેથી એ શુદ્ધિ માટે ૪ લોગ૦નો કાઉ૦ એ પછી, પ્રભાતે જાગીને (૧) પહેલુ કાર્ય અર્હદ્-વંદના; તેથી 'જગચિંતામણિ'થી ચૈત્યવંદન કરાય છે એજ હેતુએ ઉપર ૪ ખમા૦ પછી (૨) બીજુ કાર્ય સ્વાધ્યાયનુ, તેથી સજ્ઝાય બોલવામાં આવે છે એ પછી પડિ૦ ઠાવવાનુ, અને 'નમુ૦'થી મગળ કરીને પહેલા આવશ્યક 'સામાયિક' માટે 'કરેમિભંતે'.એ પછી ક્રમશ ચારિત્ર-દર્શન-જ્ઞાનની વિરાધનાની શુદ્ધિ માટે ૩ કાઉસ્સગ્ગ, એમા દિવસ કરતાં રાતના ચારિત્રવિરાધના ઓછી, તેથી બેને બદલે એક લોગ૦નો કાઉસ્સગ્ગ એના પર જે 'લોગસ્સ' બોલાય તે બીજું 'ચઉવીસત્થો' આવશ્યક છે ૩ કાઉ૦ પર 'સિદ્ધાણં' સૂત્ર પછી દૈવસિક પ્રતિક૦ની જેમ ૩જુ-૪થુ આવશ્યક, ને 'આયરિય ઉવ૦' પછી તપ-ચિંતવણી કાઉ૦ તે ૫મુ આવશ્યક એ પછી મુહ૦ વાંદણા બાદ 'સકલ તીર્થ૦' પછી પચ્ચક્ખાણ તે છઠ્ઠુ આવશ્યક દૈવસિક૦ની જેમ ૬ આવશ્યક કર્યાનુ સ્મરણ પરન્તુ 'વિશાલ લોચન૦'થી મહાવીર સ્તુતિ, અને સ્તવનના સ્થાને ૪ થોઈએ દેવવંદન અંતે ૪ ખમા૦ 'અડ્ઢાઈજ્જેસુ૦'થી સર્વમુનિવંદના, વિચરતા ભગવાનનુ ચૈત્યવંદન અને શ્રેષ્ઠતીર્થ શ્રી શત્રુંજયનુ ચૈત્યવંદન બાદ સામાયિક પારવાની વિધિ

તપચિંતવણી કાઉસ્સગ્ગમા ચિંતવવુ કે—

'મહાવીર પ્રભુના શાસનમાં ગણધર ભગવાને છ માસી સુધી તપ કહ્યો છે તો હુ સંયમયોગો ન સીદાય એવો તપ કરું. છ માસી કરવાની શકિત નથી ૧ દિવસ ઓછો છ માસી તપ કરુ ? શકિત નથી. ૨ દિવસ ઓછો છ માસી તપ ? શકિત નથી ૩ દિવસ ઓછા ? શકિત નથી ૪ દિવસ ઓછા ? ૫ દિવસ ઓછા ? (એમ એકેક ઓછા કરતાં) ૨૯ દિવસ ઓછો છ માસી તપ ? શકિત નથી પચમાસી કરુ ? શકિત નથી ૧ - ૨- ૩ - ૪- ૫ દિવસ ઓછા ? શકિત નથી ૬-૭-૮-૯-૧૦ દિવસ ઓછા ? શકિત નથી ૧૧-૧૨-૧૩-૧૪-૧૫ ઓછા ? શકિત નથી. ૧૬-૧૭-૧૮-૧૯-૨૦ ઓછા ? શકિત નથી ૨૧-૨૨-૨૩-૨૪-૨૫ ઓછા ? શકિત નથી ? ૨૬-૨૭-૨૮-૨૯ દિવસ ઓછો પંચમાસી તપ કરુ ? શકિત નથી ચાર માસી તપ કરું ? શકિત નથી (અહીંથી આગળ પંચમાસીની જેમજ ૫-૫ દિવસ ઓછાની શકિત ચિંતવવી યાવત ત્રણ માસી શકિત નથી, ? ૫-૫ દિવસ ઓછા ? બે માસી ? ૫-૫ દિવસ ઓછા ? તે ૨૬-૨૭-૨૮-૨૯ દિવસ ઓછાની શકિત ચિંતવવી પછી) માસખમણ કરુ ? શકિત નથી ૧ ઉપવાસ ન્યૂન કરુ ? શકિત નથી (એમ એકેક ન્યૂન ચિંતવતા) ૧૩ ઉપવાસ ન્યૂન માસખમણ કરુ ? શકિત નથી. ૨૩૪ અભત્તટ્ઠ કરું ? ૩૨ અભત્તટ્ઠ કરુ ? શકિત નથી (એમ ૨-૨ ઓછા કરતા ૩૦-૨૮-૨૬-૨૪-૨૨-૨૦-૧૮-૧૬-૧૪-૧૨-૧૦ અભત્તટ્ઠની શકિત ચિંતવવી) અઠ્ઠમ અભત્તટ્ઠ કરુ ? શકિત નથી છટ્ઠ અભત્તટ્ઠ ચઉત્થ અભત્તટ્ઠ આયંબિલ એકાસણુ બેસણુ પુરિમઢ્ઢ કરુ ? સાઢપોરિસી પોરિસી નવકારશી કરુ ? (આમાંજે તપ પૂર્વે કર્યો હોય ત્યાથી) 'શકિત છે પણ પરિણામ નથી' એમ ચિંતવવુ યાવત્ આજે જે તપ કરવો હોય ત્યાં 'શકિત છે પરિણામ પણ છે' એમ ચિંતવી પછી કાઉસ્સગ્ગ પારવો

## પ્રતિક્રમણ અંગે આજના પ્રશ્નોના ઉત્તર

પ્ર૦-પ્રતિક્રમણ બહુ સમય લે અને ક્રિયા બહુ તેથી કંટાળાજનક હોઈ એના બદલે પ્રભુની સંગીતભકિત કેમ ન કરવી ?

ઉ૦—જેઓ વિષયરક્ત અને વિકથાદિપ્રમાદમા આસક્ત તથા સુખશીલિયા હોય છે, એમને મનુષ્ય જીવનમાં જ લભ્ય વિશિષ્ટ કર્તવ્યોનુ ભાન નથી હોતુ એક કર્તવ્યની વાત આવે એટલે એમાંથી છૂટવા માત્ર બીજા કર્તવ્યનુ ઓઠુ ધરે છે ખરેખર તો એ પણ એમને લાંબુ ટકતુ નથી, ને એ છોડી વિષયો વિકથાદિમા જ રકત રહે છે. બાકી રોજીંદા જીવનમાં અઢળક પાપના ભાર ચડે એનો પ્રબળ ખેદ હોય એને તો 'પ્રતિક્રમણ કર્તવ્યમાં ખૂબ રસ રહે

પ્ર૦સૂત્રોના અર્થ જાણ્યા વિના પોપટપાઠની જેમ પ્રતિક્રમણ કરવાથી શો લાભ ?

ઉ૦- આ પ્રશ્નથી સૂચિત છે કે અર્થ શીખી લેવા જોઈએ, પછી પ્રતિક્રમણથી મહાન લાભ થાય. બીજુ, અર્થ ન જાણતો હોય છતાં સૂત્ર પર મન્ત્રાક્ષરની જેમ તીવ્ર શ્રદ્ધા સાથે ઉપયોગ (ધ્યાન)રાખી પાપ પશ્ચાત્તાપની વૃત્તિથી પ્રતિક્રમણ કરે તો મહાન લાભ થાય.

પ્ર૦-પ્રતિક્રમણનાં સૂત્રો પ્રાકૃત-માગધી ભાષા કરતાં માતૃભાષામા હોય તો ઝટ સમજાય ને ?

ઉ૦-સમજાય ખરા, પણ (૧) કાળે કાળે માતૃભાષા ફરતા સૂત્રો ફેરવવા પડે, (૨) એમા અધિક સારી રચનાવાળા સૂત્ર બન્યે લોકમા એકસૂત્રતા નહિ રહે (૩) ગણધર-કૃત સૂત્ર જેવુ બહુમાન ન રહે, (૪) કોઈ તીર્થયાત્રા-ઉપધાનાદિ પ્રસંગે એકત્રિત થયેલ ભિન્ન માતૃભાષાવાળામા પ્રતિક્રમણ ક્રિયાની એકતા ન રહે ત્યારે ગણધર-કૃત સૂત્રમાં આ કોઈ આપત્તિ નહિ ને શાસન ચિરકાળ વ્યવસ્થિત ચાલે

પ્ર૦-પ્રતિક્રમણમા રસ નથી આવતો, તો રસ વિનાની ક્રિયા તો મજૂરી જ થાય ને ?

ઉ૦-રસ એ વસ્તુ પર આધારિત નથી પણ તેવી તેવી સમજ અને વિવેકવાળા દિલ પર આધારિત છે દા ત જમણમા પહેલા મિઠાઈ પર રસ હોય છે, ભાત પર નહિ, પણ મિઠાઈ ખાઈ લીધા પછી દિલ ફર્યું હવે મિઠાઈ પર નહિ ને ભાત પર રસ હોય છે આમા ય જેણે સમજી રાખ્યુ છે કે માલથી શકિત મળે, ભાતના ઢગાથી નહિ, એને વળી ભાત પીરસાવા ટાણેય મિઠાઈમાં રસ છે આમ વસ્તુમા રસ નિશ્ચિત નથી પણ રસ સમજવાળા દિલમાં છે જો પ્રતિક્રમણની ઉપયોગિતા અને મહાલાભની સમજ થઈ જાય, અને એની આગળ ટહેલ-ટપ્પાદિ અસાર હોવાનો વિવેક આવી જાય, તો પ્રતિક્રમણમા ભારે રસ ઉભો થઈ જશે બાકી રસ વિના પણ ગાડીમાં બેઠેલા સ્ટેશને પહોંચે છે એમ અહીં રસ વિના પણ પ્રતિક્રમણ ક્રિયા કરનારને એટલો સમય પાપથી બચવાનુ મળે તથા સારા ક્રિયાના સસ્કાર પડે છે એ એને આગળ પર ઉપયોગી થાય છે

(પેજ ૨૦ માનુ ચાલુ)

૦ 'સિદ્ધે ભો૦' ગાથા વખતે, ચિત્રમા ઠેક ઉપરની મુજબ, ગાથાની ૪ લીટીથી ક્રમશ (૧) સર્વ તીર્થંકરોનો એકજ શ્રુત-પ્રકાશ જોવો તે સર્વનયથી વ્યાપ્ત અને ત્રિલોકખ્યાત છે, એને પ્રણામ કરવાનો 'સયમે નદીઃવૃદ્ધિ'થી અપ્સરાના નૃત્યાદિથી પણ ચલિત ન થાય એવા ધ્યાન, અનશન, સૂર્યતાપમા કાયોત્સર્ગ, લૂટારા જેવા સામે પણ ઉપશમ, ચાલતા જીવજતુની રક્ષા, તોફાની હાથી જેવા ઉપદ્રવમા પણ માર્ગ મૂકી આડા વનસ્પતિ આદિ પર નહિ ચાલવાનુ વગેરે સયમ દૃશ્ય જોવા, એની પ્રાર્થના કરવી એ સંયમની (૨) 'દેવ નાગ૦'=દેવોથી સાચા ભાવે થતી શ્રુતપૂજા જોવી (૩) 'લોગો જત્થ૦' સિદ્ધ જિન-મતમા જિનાગમોમા 'લોક'=આલોક યાને મતિજ્ઞાનાદિ પાંચ જ્ઞાન આશ્રિત છે એ જોવાનુ તેમજ 'જગત'-ત્રૈલોકય સ્વરૂપ વર્ણિત છે એ જોવુ છેલ્લે 'ધમ્મો' વડ્ઢઉ'થી દઢ પ્રાર્થના આશસા કરવાની કે આવા પ્રભાવવતા જૈનમતની રટણારૂપ શ્રુતધર્મ મારે વધો, એ પણ પરવાદી-પર વિકલ્પ ઉપર વિજય દ્વારા વધો-તેમજ ચારિત્રધર્મ પ્રધાન બને એ રીતે એ વધો

'સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ૦'-'ભગવાન'=યશ-મહિમાદિયુકત શ્રુતના વદન-પૂજન-સત્કાર-સન્માન નિમિત્તે કાયોત્સર્ગ કરુ છું

(પેજ ૧૯ માનુ ચાલુ)

(સમજ) આ સૂત્ર બોલતા લીલા વર્ણના પાર્શ્વ પ્રભુ અષ્ટ પ્રાતિહાર્યયુકત જોવાના ૧લી ગાથામા ઉપસર્ગહર વગેરે રૂપે જોવા દા ત નાવડુ ડોલવા માંડયું ને પ્રવાસીએ દિલમા પાર્શ્વપ્રભુને લાવતા ઉપસર્ગ હટી એ સ્થિર ચાલ્યુ એમ કર્મ-ઘનથી મુકાયેલા મેઘયુકત સૂર્ય જેવા છે એમ સર્પથી ડસાયેલનુ બીજાએ પાર્શ્વસ્મરણ કરી ઝેર ઉતાર્યું, એમ મગળ એટલે અતરાયનાશક તત્ત્વો અને કલ્યાણોના આવાસરૂપ છે, એમ જોવાનુ ગાથા-૨ વખતે કોઈ 'વિસહર ફુલિગ મત્ર જપે છે એના દુષ્ટ ગ્રહાદિ ટળી એ સ્વસ્થ થતો દેખાય ત્રીજીમા 'પાર્શ્વનાથાય નમ' જપી પ્રણામ કરતાં દુ ખ-દુર્દશા ટળતી જોવાની ચોથીમા ચિતામણિ-કલ્પવૃક્ષને સમ્યક્ત્વની હેઠ જોવાના, ને સમકિતથી જીવો મોક્ષ પામતા જોવાના પાંચમીમા ભકિતભર્યા દિલે બોધિ માગવાની.

समणेण सावएण य, अवस्सकायव्वयं हवइ जम्हा ।
अन्ते अहोणिसस्स य, तम्हा आवस्सयं नाम ॥

જે કારણથી દિવસ અને રાત્રિના અંતે સાધુ અને શ્રાવકે (પ્રતિક્રમણ) અવશ્ય કરવા યોગ્ય છે, તેથી આને 'આવશ્યક' કહેવાય છે

---

आवस्सएण एएण सावओ जइ वि बहुरओ होइ ।
दुक्खाणमंतकिरिअं, काही अचिरेण कालेण ॥

જો કે શ્રાવક બહુ કર્મ રજવાળો હોય તો પણ આ આવશ્યકથી (કર્મરજને હટાવી) થોડા જ વખતમા દુઃખોનો અત કરે છે

---

जइ जिणमयं पवज्जह ता मा ववहारनिच्छए मुयह ।
इक्केण विणा तित्थं छिज्जइ, अन्नेण उ तच्चं ॥

જો જૈન સિદ્ધાન્તને સ્વીકારો છો તો વ્યવહાર અને નિશ્ચય (બેમાથી એકેય) ને છોડો નહિ, કેમકે એક (વ્યવહાર)ના વિના શાસનનો ઉચ્છેદ થાય, અને બીજા (નિશ્ચય)ના વિના તત્ત્વનો ઉચ્છેદ થાય

---

न च प्राणायामादिहठयोगाभ्यासश्चित्तनिरोधे परमेन्द्रियजये च निश्चित उपायोऽपि 'ऊसासं न निरुंभइ' (आव०नि०गाथा १५१०) इत्याद्यागमेन योगसमाधान-विघ्नत्वेन बहुलं तस्य निषिद्धत्वात् ।

ચિત્તનિરોધ અને શ્રેષ્ઠ ઈન્દ્રિયજયની પ્રત્યે પ્રાણાયામ-શ્વાસરૂંધન આદિ હઠયોગ કારણભૂત હોવાનો નિયમ પણ નથી, કેમકે 'ઊસાસ ન નિરૂંભઈ' ઈત્યાદિ આગમ-વચનથી (કાયોત્સર્ગધ્યાનમાં શ્વાસને ન રોકે એમ કહીને) શ્વાસરૂંધનનો મોટા ભાગે નિષેધ કર્યો છે, એ એટલા માટે કે શ્વાસરૂંધન એ યોગસમાધિને વિઘ્નભૂત છે